જ્ઞાન ગ્રંથમાળા પુસ્તક ચોથું

# વર્તમાન પરિસ્થિતિ અને અહિંસા



વ્યાખ્યાતા :

સુપ્રસિદ્ધ કવિવર્ય

## મુનિમહારાજશ્રી નાનચંદ્રજી



પ્રકાશક

મહાવીર સાહિત્ય મંદિર

# આભારદર્શન

આ આવૃત્તિના પ્રકાશનનું તમામ ખર્ચ સાહિત્યપ્રેમી શ્રીયુત જેઠાલાલભાઈ રામજી માગરોળ વાળા તથા શ્રીયુત કિરચંદભાઈ ખેતશી રાજકોટવાળા તરફથી મળ્યું છે એટલે તે કૃતજ્ઞતા બદલ આ સંસ્થા તેમની સંપૂર્ણ આભારી છે

લી.

મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર

# પ્રકાશકનુ નિવેદન

અમારી સસ્થાએ ધાર્મિક સાહિત્યની વાનીઓ પીરસવા માટે ભગવાન મહાવીરના મૌલિક સાહિત્યના પ્રકાશનનું ધ્યેય રાખ્યુ છે અને તે વાનીઓ યથાર્થ રૂપે પચે અને જીવન સદાય રસમય રહે તે ખાતર સામાજિક સાહિત્ય બહાર પાડવાનો પણ તેણે નિરધાર કર્યો છે આ રીતે મહાવીર સાહિત્ય પ્રકાશન મદિર એ પ્રકારની સામગ્રી પૂરી પાડવાનો પ્રયાસ કરી રહ્યુ છે

ભગવાન મહાવીરનું મૌલિક સાહિત્ય જેટલુ જનતાને સર્વવ્યાપી રુચિકર નીવડયુ છે તેટલુ જ આ સામાજિક સાહિત્ય પણ નીવડતું જાય છે, અને જે રીતે તે સાહિત્યની સાહિત્યક્ષેત્રના વિદ્વાનોમાં કદર થઈ છે તે રીતે આ સાહિત્યની પણ થતી જાય છે તે જોઈ અમારો ઉત્સાહ તીવ્ર વેગે આગળ ધપે છે

અમારી સાહિત્યક્ષેત્રમા સેવા બજાવવાની અભિલાષાને પ્રત્યેક વાચકો અપનાવી લે છે તે અમારે માટે અતિ સતોષની વસ્તુ છે આથી જ ઉત્તરોત્તર અધિમાધિક સુદર અને સરતા સાહિત્યની સામગ્રી પીરસવાની ભાવના અનાયાસે ફલિત થતી જાય છે

જ્ઞાનમયમાળાનું 'આદર્શ ગૃહસ્થાશ્રમ' એ પ્રથમ પુષ્પ હતું એ પુષ્પે અમને આશાતીત વિજય અપાવ્યો છે 'આદર્શ ગૃહસ્થાશ્રમ ખરેખર સાહિત્યક્ષેત્રમા અને ગૃહસ્થજીવનમા એક આદર્શ રૂપ નીવડયુ છે તેવી સખ્યાબધ પ્રશસ્તિઓ પુસ્તકના પ્રેમી પાઠકોએ પાઠવી છે માત્ર બે જ માસમા ૩૦૦૦) પુસ્તકોના ઉઠાવ પછી બીજી આવૃત્તિ હમણા બહાર પડી ચૂકી છે અને ત્યારબાદ બીજાં બે પ્રકાશનો બહાર પડયા પછી તેજ શતાવધાની પડિત શ્રી સૌભાગ્યચદજી મહા

રાજના ગુરુદેવનાં વ્યાખ્યાનોની પ્રસાદીનું આ નવુ પુસ્તક ચતુર્થ પુષ્પરૂપે આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થાય છે

આ વ્યાખ્યાનો કેટલા ઉપયોગી છે તેનો સાથેની પ્રસ્તાવના પરથી જ ખ્યાલ આવશે આજે વ્યવહારુ અહિંસા આપણા જીવનમાથી પરવારતી જાય છે, તે વખતે એક સુપ્રસિદ્ધ વક્તા અને કવિવર જૈન મુનિશ્રી નાનચંદજી મહારાજના આ વ્યાખ્યાનોમાંથી આપણને માર્ગ દર્શક થઇ પડે તેવી પ્રેરણા મળે એ કેવી આનંદની વસ્તુ છે !

આપણને આ લાભ આપવા માટે તે મુનિમહારાજશ્રીનો ઉપકાર તો અવર્ણનીય જ ગણાય. પણ સાથેસાથે આ પ્રકાશનનું તમામ ખર્ચ આપી અમારી સંસ્થાદ્વારા આ પ્રકાશન પ્રકાશિત કરાવનાર એ બન્ને સાહિત્યપ્રેમી બંધુઓનો ઉપકાર પણ કંઈ ઓછો નથી

આ પુસ્તકની પ્રસ્તાવના મુબઈની શ્રી જીવદયા મડળી અને મુંબઈની અખિલ ભારત જીવદયા પરિષદના મદદનીશ મત્રી તથા 'જીવદયા' અને 'ગોગ્રાસ' પત્રના તંત્રી તેમજ જીવદયા અને ગૌરક્ષા વિષયક અનેક પુસ્તકોના કર્તા શ્રી જયંતીલાલ નારદલાલ માન્કર બી એ જેવા મહાન જીવદયાપ્રેમીએ લખી પુસ્તકની શોભામા કરેલ વૃદ્ધિ માટે અમે તેમનો આભાર માનીએ છીએ

મંત્રી

આ વ્યાખ્યાનો 'મુંબઈ સમાચાર,'
સાંજવર્તમાન ગોગ્રામ,' જીવદયા'
ઇત્યાદિ પત્રોમાં આવી ગયાં હતાં
આ વ્યાખ્યાનોની ઉપયોગિતાના
ચોમેરથી આવતા નિવેદનપત્રોને
લક્ષમાં લઇ આ વ્યાખ્યાનો તુરત
જ છપાવ્યાં છે અને પ્રચાર એ
તેનો મુખ્ય હેતુ છે અમૂલ્યે અપાતાં
સાહિત્યનો પ્રાય કચરાપટીમાં ઉપયોગ
થાય છે તેથી મૂલ્ય રાખવામાં આવ્યું
છે અને તેની વસૂલ કિંમત જીવદયા
અને ગોગ્રામને આપવાનું એ ખર્ચ
દાતાઓએ નક્કી કર્યું છે

પ્રકાશક

# अहिंसा परमो धर्मः ॥

## પ્રસ્તાવના

જગતની અંદર માનવજાતિના ઐહિક અને પારલૌકિક કલ્યાણના સાધનરૂપ જે અનેક વિભૂતિઓ પરમાત્મા નિર્માણ કરે છે તે માહેની એક વિભૂતિ જૈન સંપ્રદાયના અહિંસાવ્રતધારી અચલ વૈરાગ્યયુક્ત, ચારિત્ર્યવાન સાધુ, મુનિરાજો છે જ્ઞાન, દર્શન અને વિશુદ્ધ ચારિત્ર્યથી સજ્જ થયેલા એ મહાન આત્માઓ માનવજાતિ માટેની કીંમતી સંપત્તિ છે, અને તેમના જ્ઞાન, તપ અને ચારિત્ર્યના પ્રભાવ વડે જનતા પોતપોતાનું અભીષ્ટ સંપાદન કરી શકે છે

ચાલુ સાલમા ઘાટકુપર ખાતે ચાતુર્માસ દરમ્યાન પધારેલા પૂજ્ય મુનિમહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી પણ એવી જ એક વિભૂતિ છે, તેમ કહેવામા અતિશયોક્તિ નહિ ગણાય 'शुचीना श्रीमता गेहे योगभ्रष्टोऽभिजायते' તે મુજબ પૂર્વજન્મમા યોગોની અપૂર્ણતાને કારણે કુલીન કુટુમ્બમા એઓશ્રી જન્મ્યા, ને જન્મતાની સાથે જ તેમને વૈરાગ્યનો પૂર્વજન્મસંચિત ખજાનો સાંપડ્યો હોય તેમ આવશ્યક વિદ્યાભ્યાસને અંતે તેમના ગુરુવર્ય પૂજ્ય આચાર્યમહારાજશ્રી દેવચંદ્રજી સ્વામીના સદુપદેશથી તેમનામા વૈરાગ્યની ભાવના

મજબૂત થતા જ ૨૪ વર્ષની યુવાન વયે ભોગલિપ્સાને બદલે તેમને ત્યાગ જિજ્ઞાસા જાગી અને તીવ્ર મંથનને પરિણામે સગપણ થયેલી કન્યાને તજી, સંસારનો ત્યાગ કરી તેમણે દીક્ષા લીધી

શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે તેઓ જૈન તત્ત્વજ્ઞાનમા નિપુણાત થયા એટલુ જ નહિ પણ અન્ય ધર્મોના સિદ્ધાન્તોનો ઊંડો અભ્યાસ કરી ધર્મના સનાતન સત્યો જાણી શકયા સપૂર્ણ વૈરાગ્ય અને જ્ઞાન વડે આ બાળબ્રહ્મચારી મુનિમહારાજે જગતના કલ્યાણઅર્થે પોતાના એ દિવ્ય પુરુષાર્થનો પ્રારભ કર્યો તેમના એ સહજ અને અભ્યાસજન્ય જ્ઞાને તેમનામા કાવ્યશક્તિનું નિરૂપણ કર્યું તેમના અનેક કાવ્યો ભાવપૂર્ણ ઉપદેશથી તરબોળ હોઈ વાચકને પ્રિય લાગે છે

ધર્મસિદ્ધાન્તોના તેઓ પ્રખર ઉપદેષ્ટા હોવા છતા સામાજિક કેળવણી અને વ્યાવહારિક જ્ઞાન માટેની તેમની પ્રેરણાએ અનેક સસ્થાઓને બળ આપ્યુ છે પ્રભુ મહાવીરનો અહિસાનો મહામત્ર એમનો જીવનમત્ર હોઈ એ ક્ષેત્રમા તો તેમની સેવાઓ અપ્રતિમ હોય એ સ્વાભાવિક છે આટલું છતાયે તેઓશ્રીનું નિરભિમાનપણું અને ગાભીર્ય એમનામા દિવ્યતાનો સચાર કરે એ દેખીતું છે વર્તમાન યુગમા બધબેસતી શૈલીથી તેઓશ્રી પોતાના અનુપમ જ્ઞાન વડે સયુક્તિક ઉપદેશ આપી રહ્યા છે અને તેમના વ્યાખ્યાનો લોકપ્રિય હોવા ઉપરાત માર્ગદર્શક અને પરિણામકારક પણ બને છે

તેઓશ્રીના આવા જ એકાદબે વ્યાખ્યાનોના વર્તમાનપત્રોમા પ્રગટ થયેલા અહેવાલે તેઓશ્રીના દર્શન માટેની અભિલાષા મારામા જાગૃત કરી મ્હને જીવદયાની દીક્ષા આપનાર ,હિંદભરમા જીવદયાની હિલચાલને બળ આપનાર અને મુંબઈ જીવદયા મંડળીના માનવતા સ્થાપક અને પ્રમુખ શ્રીમાન શેઠ લ્લુભાઈ, દીપચંદ ઝવેરી જેઓ આ સમયે વલસાડ હતા, તેમનુ પણ એ અહેવાલે એટલુ જ ધ્યાન ખેચ્યુ અને તેમની આજ્ઞાથી પૂજ્ય મુનિમહારાજશ્રીના દર્શનની મારી અભિલાષા કર્તવ્યમા પરિણમતા હુ તેઓશ્રીનો દર્શનાર્થે એક રવિવારે ઘાટકુપર ગયો હતો ઘાટકુપર ખાતેના ઉપાશ્રયમા અગાઉ પણ મારે જવાનુ બન્યું હતું પણ આજે મને એ ઉપાશ્રયમા દિવ્ય ચૈતન્યનો ભાસ થયો જેમ એક મંદિરમા ભાવનાપ્રેરિત અનેક વ્યક્તિઓ દર્શનનિમિત્તે આવેજાય, તેમ આ સ્થળે દેશદેશાવરથી ગરીબ, તવંગર વ્યક્તિઓ દર્શન માટે આવતી હતી તુરત જ મ્હને પૂજ્ય મહારાજશ્રી બિરાજતા હતા ત્યા જવાની તક મળી જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યના ઊંડા પ્રભાવનો તુરત જ મને ભાસ થયો અહિંસાની નિર્મળ ભાવના નેત્રો અને વાણીદ્વારા ઝરવા લાગી ગરીબ કે તવંગરની સાથે સમાનભાવે પ્રેમથી જ્ઞાનની વાતો કરવાની તથા તેમના સ્વભાવ વડે દર્શને આવનાર દરેકને દર્શનના પ્રત્યક્ષ લાભરૂપે જ્ઞાન અને શાન્તિ મળતી દેખાઈ તેમની વાતચીત પણ તેમના ઊંડા જ્ઞાન અને જનકલ્યાણની ઉત્કટ ઇચ્છાની અનુક્રમણિકારૂપ હતી જીવદયા અંગેના તેમના લેખના

અનુસંધાનમા,-ધાર્મિક પરિસ્થિતિ સબંધમા અને કેટલીક વાતચીત થતા મૂંગા પ્રાણીઓ પ્રત્યે ચાલતા અત્યાચારો અને તે અટકાવવાના માર્ગો સબંધમા સેવા કરવાની તેઓશ્રીની ઉગ્ર ઇચ્છા જણાઈ આવી, તેઓશ્રીના વ્યાખ્યાનોનો એ જ મુખ્ય વિષય બન્યો, અને તે ભયંકર હિંસા અટકાવવા માટેના માર્ગો શોધવા એ એમના વિચારનો મુખ્ય મુદ્દો અને કર્તવ્ય બન્યા

આવા મહાન પુરુષના મનનીય વ્યાખ્યાનો ઘેરઘેર વંચાય ત્યારે જ પરિણામકારક નીવડે એ દેખીતું છે એ જ કારણસર આ પુસ્તિકાના પ્રકાશકો તેને પુસ્તિકારૂપે પ્રગટ કરવા પ્રેરાયા એ અભિનંદનીય છે

તે પ્રકાશકોએ આ લેખોની પ્રસ્તાવનારૂપે કાંઈક લખવા મને આગ્રહ કર્યો, એ એમનુ ઔદાર્ય સૂચવે છે અને મારે માટે એ સદ્ભાગ્ય છે જોકે વાસ્તવિક રીતે અહિંસા જેવા સર્વમાન્ય વિષય અંગેના અહિંસાના પરમ ઉપાસક અને જ્ઞાની, પૂજ્ય મુનિમહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી જેવા વિદ્વાન વક્તાના સયુક્તિક અને આધારપૂર્ણ વ્યાખ્યાનોને પ્રસ્તાવનાની આવશ્યકતા ન હોય, એટલે આ લેખમા પ્રસ્તાવનારૂપે કાંઈ ન જણાય પણ પ્રશંસા અગર એ જ વિચારોનું પ્રતિપાદન જણાય તો તે ક્ષન્તવ્ય ગણાશે

## વસ્તુદર્શન

આ પત્રિકામાહેના લેખો કેટલાએક નગ્ન સત્યો પ્રકાશમા લાવે છે એ વ્યાખ્યાનોમા યુક્તિવાદ સાથે દલીલો

અને આધાર પણ સંપૂર્ણ છે જીવદયા અને ગોરક્ષા માટેની ઉગ્ર ભાવના શબ્દે શબ્દમા પ્રકાશે છે, એ ઉદ્બોધન પ્રેરક અને માર્ગદર્શક હોવાને કારણે ભાવનાને સમર્થ અને સક્રિય બનાવે તેવા છે સામાન્ય વક્તાઓને અગમ્ય એવુ સ્પષ્ટ વક્તવ્ય એ વ્યાખ્યાનને સચોટ ને અસરકારક બનાવે છે માત્ર બાહ્યોપચારદ્વારા ધર્મસાધના, વિચાર અને વર્તનમા પરસ્પરવિરોધી એવી દાંભિક ધર્મભાવનાની આત્મવચના એ વ્યાખ્યાનો ખુલ્લી પાડે છે સમય અને સ જોગોને અનુકૂળ વિચાર પરપરાએ એ વક્તવ્યોને આકર્ષક બનાવ્યા છે એ નિ સદેહ છે

દૂધાળા જાનવરોની ભયકર કતલ સબધમા વ્યક્ત કરેલા ઉદ્ગારો મનનીય છે મુબઈ જેવા શહેરોમા શહેરીઓને દૂધ પૂરુ પાડવા માટે જ ગામડાઓમાથી ઘસડાઈ આવતા જુવાન જાતિવત ગાયો, ભેસો વિગેરે દૂધાળા જાનવરો 'દૂધ પૂરુ પાડવા માટે જ' વસૂકી ગયા બાદ કતલખાને ઘસડાઈ જાય એ ઘટના ધર્મધ્વસક તો છે જ, પણ સમગ્ર દેશને નૈતિક અને આર્થિક અધોગતિને માર્ગે પણ ઘસડી જનારી છે આજે એ બિચારા પરમઉપકારી નિર્દોષ જાનવરો કપાય છે, પણ એ જ સમજવા જેવુ છે કે તેની સાથે જ દેશના અને માનવ જાતિના ઐહિક અને પારમાર્થિક કલ્યાણના દરવાજા બધ થતા જાય છે અને એ ઉપકારી જાનવરો ગામડામાથી ઘસડાઇ જતા, સાધનવિહૂણો ખેડુત અને તેનુ કુટુમ્બ ભૂખમરાના પજામા સપડાઈ, રિબાઈ રિબાઈને મરે છે

ગામગા એ શહેરના વેપારની ખાણ હોવાથી, ગામડાન
પાયમાલી શહેરના વેપાર અને શહેરીઓને પાયમાલ કરે
દેખીતું છે અને તેથી જ આજે ગામડેગામડે અને શહેરે શહેર
મા ભૂખમરાથી લાખો અને કરોડો માણસો રિબાય છે અને
અકાળે મરણ પામે છે મૂગા પ્રાણીઓની ભયકર કતલનુ
આ ભયકર પરિણામ કોઈ પણ સહૃદય માણસને આઘાત
પહોચાડી શકે છતાયે એમ થતું નથી એ હમેશ ચાલતી
કતલ સાબિત કરે છે એટલુ સ્પષ્ટ છે કે આ ભયકર
કતલ એ માત્ર મૂગા જાનવરોની જ કતલ નથી પણ
હિંદની પ્રજાની પણ છૂપી કતલ છે
બીજી રીતે વિચારતા, જેમ માસાહાર માટે થતી
કતલ માટે માસાહારી જવાબદાર છે તેજ ન્યાયે શહેરી
ઓને દૂધ પૂરુ પાડવા માટે જ ગામડામાથી શહેરોમા
ઘસડાઈ આવતા દૂધાળા જાનવરોની ભયકર કતલ માટેની
જવાબદારી તે જાનવરોનુ દૂધ ખાનાર પર રહે છે કેમકે
એ દેખીતું છે કે જો મુબઈ શહેર એ દૂધ ખાવાનું બધ કરે
તો ગામગામાથી વિયાયેલી ભેંસો આવે નહિ, અનેતે વસૂકી
ગયેલી ભેસો કતલ માટે વેચાય નહિ પૂજ્ય મહારાજશ્રીના
પ્રથમ ઉદ્બોધનમા આ વિષય અગેના બધા મુદ્દાઓ સચોટ
અને સ્પષ્ટ રીતે કહેવાયા છે કે જે સ્પષ્ટ વક્તવ્ય કોઈ
ગૃહસ્થ લેખક અગર વ્યાખ્યાતા ભાગ્યે જ કરી શકે હિંસા
કરવી, કરાવવી અને હિંસાને મન, વચન કે કર્મથી અનુ
મોદન આપવું એ એક સરખુ પાતક સમજનાર સમાજ
કે પ્રજા ઉપર્યુક્ત રીતે હિંસાને સીધુ ઉત્તેજન આપતા
છતા પોતે અહિંસક છે એમ માને, એ આત્મવચના કોઈ
ધર્મના સોનેરી સૂત્રોને ગાબા પાડે છે, એટલુ જ નહિ

બલ્કે એ તેને નિર્દોષ બનાવે છે એ સબધમા શ્રી મુનિ મહારાજે કહેલુ છે

વળી હિંસાના ગુનામા મદદગાર હોવા છતા પોતાના પૂર્વજન્મના પુણ્યકર્મને પરિણામે, આ જન્મમા મળેલી સપત્તિ મારફતે થતી મોટી કમાણીમાથી ફાજલ રહેતી મોટી રકમોનો એકાદ ટકો અભયદાનના પવિત્ર કાર્ય માટે ટુકડા રૂપે ફેંકી નિર્મળ જીવદયા પાળવાના પુણ્યની કે યશની આશા રાખવી, એ પણ કાટાળુ વૃક્ષ રોપી તેને સુવર્ણનું ખાતર આપીને આબાના ફળની આશા રાખવા સમાન અસભવિત પુરુષાર્થ છે જેમ એક ખૂન કરનાર કે ખૂન કરવા માટે ઉત્તેજન આપનાર ન્યાયાધીશને લાચરૂશ્વત આપીને ગુનાની જવાબદારીમાથી કાયદાની દૃષ્ટિએ છૂટી શકતો નથી, તેમ જ ઈશ્વરી ન્યાયાધીશને પણ હિંસાને ઉત્તેજન આપવું ચાલુ રાખીને અહિંસાના કાર્યો માટે જૂજ ટુકડાઓ મદદ તરીકે આપીને છેતરી શકાશે નહિ

આવી દાંભિક માનવતા કે જીવદયા હિંસા અટકાવવા માટે સફળ થતી નથી એટલુ જ નહિ બલ્કે હિંસા અટકાવવાના પ્રયાસોનુ નૈતિક બળ ઘટાડે છે પૂજ્ય મહારાજશ્રીએ પોતાના પ્રવચનમા વ્યાવહારિક ઉદાહરણો વડે સરળ પણ સાર્થવતી ભાષામા જે બધુ કહેલુ છે તે ખરેખર મનનીય છે

હિંદુધર્મના સર્વમાન્ય શાસ્ત્રોના આધારભૂત ધર્મગ્રથોમાહેથી અહિંસાને પોષક એવા જે સપ્રમાણ મુદ્દાઓ રજૂ થયા છે તે મહારાજશ્રીના ઈતર ધર્મના સૂક્ષ્મ અભ્યાસ અને મથનની અનુક્રમણિકા છે એ શાસ્ત્રોના આધારે, અહિંસાના સિદ્ધાન્તના પ્રતિપાદનની

સાથે જ મુખ્ય સિદ્ધાન્તોને અંગે પણ દરેક ધર્મ કે સપ્રદાયમા સત્યસામ્યતા હોવાની મહારાજશ્રીનું વક્તવ્ય સ્પષ્ટ પ્રતીતિ પૂરી પાડે છે

મહારાજશ્રીનુ આ ઔદાર્ય અન્ય સાપ્રદાયિક ધર્માચાર્યો માટે અનુકરણીય ગણાય જેમ સારો વકીલ કે બેરિસ્ટર, પોતાના મુદ્દાના પ્રતિપાદન માટે રાષ્ટ્રીય અને આન્તરરાષ્ટ્રીય કાયદાઓનો આધાર ટાકે તેમા તેની શ્રેષ્ઠતા છે તેમ જ ધર્માચાર્યો, અન્ય ધર્મના આધારોનો સર્વમાન્ય સનાતન સિદ્ધાન્તોના પ્રતિપાદનને અંગે ઉપયોગ કરે, એ ધર્માચાર્યો માટે ગૌરવ–સમાન છે અને સિદ્ધાન્તોના પ્રતિપાદનને પુષ્ટિ આપનાર છે

અહિંસાના સિદ્ધાન્તો સર્વમાન્ય અને સર્વદેશીય હોવાને કારણે પણ તેનુ મહત્ત્વ વિશ્વવ્યાપક છે રાષ્ટ્રીય કે આતરરાષ્ટ્રીય ઐકય માટેનુ એ સગીન સાધન છે સામાજિક સબધો તેમજ વિશ્વબધુત્વ માટેની એ મજબૂત સાકળ છે સમાજ, સપ્રદાય, પ્રજા, રાષ્ટ્ર અને વિશ્વની સુવ્યવસ્થાની એ 'Master Key' સાર્વભૌમ ચાવી છે એ અક્ષય કલ્પવૃક્ષને આધારે આજે પાશ્ચાત્ય પ્રજા અભીષ્ટ સપાદન કરવાનો પરમપુરુષાર્થ કરે તે વખતે કલ્પવૃક્ષના અધિકારી ધર્મોના અનુયાયીઓ તેની કિંમત ન સમજે અગર તો તેની જ્યોતિને દાંભિક વત નથી ઝાખી પાડે, એ આત્મઘાતની જ નીતિ ગણાય

ભારતની દિવ્ય સસ્કૃતિનો વારસો ધરાવનાર ભારતની સાપ્રત પ્રજા એ આત્મઘાતના માર્ગે આગળ ન જાય તે માટે મહારાજશ્રી જેવા સસ્કારી સાધુઓના ઉદ્‌બોધનો દીવાદાડીરૂપ નીવડશે ભારતની જનતામા ગામડેગામડે અને ઘેરઘેર જ્યારે આવા દયાના દિવ્ય સદેશાઓ પહોચશે

ત્યારે જ અહિંસાની નિર્મળ ભાવનાની જ્યોતની આડે, સમયના પ્રભાવે જામેલા વિષમ જ્ઞાનના કે અજ્ઞાનના પડળો તૂટશે અને અહિંસાની સુવર્ણમયી જ્યોત અખંડ પ્રકાશશે

જેમ મહારાજશ્રીએ જણાવ્યુ છે કે ગૌરક્ષા એ યુગ ધર્મ છે, તેમ જ સક્રિય અને નિર્મળ અહિંસા એ યુગ-ધર્મની તાત્કાલિક આવશ્યકતા છે હિંસાત્મક આચારો અગર ભાવનાશૂન્ય દાનથી ધર્મરક્ષણ થવુ મુશ્કેલ છે હાર્દિક ભાવના, વિચાર અને આચારની એકતાથી જ ધર્મ સાર્થક બનશે હાર્દિક સક્રિય ભાવનાપ્રેરિત વિશુદ્ધ આચાર એ જ ધર્મનો પ્રાણ છે એવી ભાવના કે આચાર-શૂન્ય ધર્મ એ ચૈતન્ય વગરના કલેવર સમાન મૃતપ્રાય ગણાય એ લક્ષ્યમા રાખી માનવધર્મના એ સર્વમાન્ય સિદ્ધાન્તનુ મન, વચન અને કર્મથી જગતભરમા પરિપાલન થાય એ જ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે અને એ જ મહારાજશ્રીના ઉદ્‌બોધનનો અને આ પ્રકાશનનો હેતુ છે

ભક્ત તુકારામના શબ્દોમા કહેતા जगाच्या कल्याणी सताच्या विभूति । देह कष्टविती उपकारें ॥ १ ॥ तुकाम्हणे सुख पराच्या दुर्गे । अमृत हे मुखें स्रवतसे ॥ २ ॥

આ વસ્તુ મહારાજશ્રીએ જગતના અનત જીવોના કલ્યાણ અર્થે પોતાના શારીરિક સુખોનો ભોગ આપી, પરદુ ખે દુ ખી અને પરસુખે સુખી માની, પોતાના વ્યાખ્યાનો-દ્વારા જ્ઞાનરૂપી અમૃતની લહાણી આપી સિદ્ધ કરી બતાવ્યું છે "परोपकाराय सता विभूतय ॥ ધન્ય હો એ વિભૂતિને!

વિનતિ

જયન્તીલાલ નારદલાલ માન્કર
(મુંબઈની શ્રી જીવદયા મ ડળીના આસિસ્ટ ટ સેક્રેટરી)

# ગોસેવા એ આજનો યુગધર્મ

## અહિંસાના આરાધકો અને દયાધર્મના ઝંડાધારીઓએ આજે શું કરવું ઘટે ?

### શ્રીમંતો અને ધીમંતો બન્નેને અપૂર્વ ઉદ્બોધન

[ હાલમાં સુપ્રસિદ્ધ વક્તા મુનિમહારાજશ્રી કવિવર્ય પંડિત શ્રી નાનચંદજી સ્વામી તેમના શતાવધાની પં મુનિશ્રી સૌભાગ્યચંદજી આદિ શિષ્યમંડળી સાથે ઘાટકુપર ખાતે બિરાજે છે તેઓ એક જૈન સંપ્રદાયના એક મુનિ હોવા છતાં તેમનાં વ્યાખ્યાનો એટલાં બધાં ઉદાર સર્વમાન્ય અને યુગપ્રભાવવાળાં છે કે તે વ્યાખ્યાનોથી આકર્ષાઈને મલગ પરાંઓમાંથી અને મુંબઈથી સર્વસામાન્ય જનતા આવે છે અને લાભ લે છે હાલ તેઓશ્રી દર રવિવારે પ્રવચન કરે છે તેમાંનો થોડો ભાગ અહીં ઉદ્ધૃત કર્યો છે મુંબઈ સમાચાર ]

**આત્મબંધુઓ અને માતાઓ !**

હિન્દુધર્મ બૌદ્ધધર્મ કે ઈતર સૌ કોઈ ધર્મનો મૂળપાયો જ અહિંસા છે જૈનધર્મની ઉદાર અહિંસા તો

જગપ્રસિદ્ધ છે એથી જ આપણે જૈનો અને હિંદુઓ હંમેશા 'अहिंसा परमो धर्म' ના બણગાઓ ફૂંકી રહ્યા છીએ છતાંય આજે આપણે કેટલા નિષ્ઠુર—પ્રત્યક્ષ નહિ છતાં પરોક્ષ—કેટલા નિર્દય વૃત્તિવાળા બની ગયા છીએ તેનો તમને 'આજની પરિસ્થિતિ અંગે આપણું કર્તવ્ય' નામના વિષયમાં આજે હું ખ્યાલ આપવા માગું છું

## સેંકડો કતલખાનાઓ શાથી?

જે દેશમાં આટલી બહોળી પ્રજા દયાપ્રેમી હોય, જે દેશમાં મોટે ભાગે ગાયમાતાનું પૂજન થતું હોય, તે દેશમાં સેંકડો કતલખાનાઓ ચાલી રહ્યા હોય એ શક્ય છે? હું તો એમ માનું છું કે જ્યાં દયાપ્રેમી માણસોનો નિવાસ હોય ત્યાં હિંસા, અને તે પણ સેંકડો દૂધાળા જાનવરોની હિંસા હોઈ જ શકે નહિ અહિંસક એટલે માત્ર હિંસા ન કરે તે, તેવી સંકુચિત વ્યાખ્યા આપણે કરી નાખી છે, અને તેને જ પરિણામે આપણે આપણા સમૃદ્ધિ ધન, સંસ્કૃતિ અને ધર્મ સૌ કંઈ ગુમાવ્યા છે

## કતલખાનાઓની સંખ્યા

માત્ર એક મુંબઈમાં જ કુર્લા અને બાંદરા જેવા બે મોટા કતલખાનાઓ ચાલે છે જેમાં હજારો નાના મોટા કુકડા, મરઘા, બકરા બાદ કરીએ તો પણ લગભગ સેંકડો ગાયો ને ભેંસો જેવા દૂધાળા પ્રાણીઓની હંમેશા કત્લ થઈ જાય છે માત્ર બંગાળ ઈલાકા તરફ નજર નાખશો તો કલકત્તામાં પાંચ કતલખાના ચટ્ટગામ જીલ્લામાં ૧૩, મુર્શિદાબાદમાં ૫, ખાલ્ટાજીલ્લામાં ૨,

હાવરા જીલ્લામા ૧૩, ઢાકા જીલ્લામા ૨, રાજશાહી શહેરમા ૩, માઈમેનસિહ જીલ્લો ૨, એ સિવાય સીરાજગજ, પાલના, યશોવરમા, મિદનાપુર, ખડગપુર, બાદુડા, વિષ્ણુ, દિના જપુર, દાર્જીલીંગ જીલ્લો, વર્ધમાન જીલ્લો, ફરીધપુર, ટિપેરા જીલ્લો, ચોવીશ પરગણા, નવાખાલી જીલ્લો, બીરભૂમ જીલ્લો, રગપુર, એ સત્તર સ્થળે કતલખાનાઓ છે અને છૂટક પારાવાર દૂધાળા જાનવરોની કતલે હમેશા થાય છે આવા મોટા નામચીન ૬૨ કતલખાનાઓ છે કલકત્તામા હમેશા સવાર ઉગે અને લગભગ ૫૦૦ ગાયો અને ભેસો એ કતલખાનામા દાખલ થાય જ્યારે માત્ર બગાલમા આટલા બધા કતલખાનાઓ છે ત્યારે આખા હિંદુસ્તાનમા કેટલા હશે તે તમો સમજી શકો છો આટલા કતલખાનાઓ જે દેશમા ચાલતા હોય તે દેશ અહિંસા અને દયાની માત્ર વાતો કરે તે કેટલુ બધુ બેહુદુ છે?

## કતલખાનાના ભાગીદારો

એ કતલખાનાના જુમેદાર હિંદમા વસનારાઓ! તમે પણ વધુઓછા પ્રમાણમા છો હું જાણું છુ કે આ સાભળતા જ તમો ખળભળશો, તમારુ હૃદય દુભાશે અને તમે શકા પણ કરશો અને ઉશ્કેરાશો, પરતુ હું જે કઇ કહેવા માગુ છુ તે તમે શાંતિથી સાભળશો તો તમોને ખાત્રી થશે કે તે બાબત તદ્દન વાસ્તવિક અને નગ્નસત્ય છે

તમે દૂધ પીઓ છો, વેજીટેબલ ઘીની મીઠાઇઓ હોંશે હોંશે ખાઓ છો, સુદર કોમના ચામડાના જોડાઓ

પહેરીને ચમચમ રતા ફરો છો મુલાયમ પાકીટો, ને પટાઓ વાપરો છો પણ એવી એવી ચામડાની અનેક ચીજો શાની બને છે? તમારા બાળકોના હાથમા સૌંદર્યભર્યા વિવિધ રમકડા શોભી રહ્યા છે તે શાના છે ? તમારા વ્યાપારી ચોપડાના ચામડાના પુઠા શાના છે ? તમારા દાત સાફ કરવાના બ્રશ, સ્ત્રીઓને પહેરવાની ચુડીઓ, આ બધુ કયાથી આવે છે? તેનો તમોએ કદીયે વિચાર કર્યો છે? એ બધુ હજારો દુવાળા ને ઉપકારક પશુઓની કત્લ થવાથી જન્મે છે, તેનો જો તમે સતત ઉપયોગ કરતા હો અને કુતરાને રોટલો અને બીલાડાને દૂધ પાઈ અમો દયાળુ છીએ એમ માની લેતા હો તો એ તમારો કેટલો ભ્રમ છે તે તમારે સમજી લેતા શીખવુંજ જોઈએ

જે પોતાના હાથેથી જીવોને મારતા નથી પરતુ આવા પ્રકારે તેને અનુમોદન આપે છે તે પોતાને અહિંસક કહેવડાવાને લેશપણ લાયક નથી, અને જો તે કહેવડાવાતા હોય તો તે કેવળ ભ્રમ છે

## દૂધાળા જાનવરોનો ઉપકાર

દૂધાળા જાનવરોની હિંસામા માત્ર તેમનીજ હિંસા નથી પણ તેના નેકડો નિર્દોષ બચ્ચાઓ અને સાથે સાથે ગરીબ માનવ જાતની પણ હિંસા છે જે ગાયો દૂધ, મલાઈ, માખણ અને ઘી જેવા પૌષ્ટીક પદાર્થો પૂરા પાડી, તમારા બાળકોને પુષ્ટિ આપે, જીવન આપે, જેના છાણ,

મૂત્ર જેવા તુચ્છ પદાર્થો પણ અતિ અતિ ઉપયોગી હોય તે ગાયમાતાઓની કતલ અને તે પણ આ ભારતવર્ષ માં-સંસ્કૃતિ અને અહિંસાના પોષક અને પૂજક દેશમા દરરોજ થાય, અને તેની સામે દયાધર્મી કહેવાતા આપણે આખમીંચામણા કરીએ અરેરે ! આ બધું શું થઈ ગયુ છે?

દૂધાળા જાનવરો એ તો ભારતવર્ષનું મહાન ધન છે પ્રાચીન કાળમા એક, બે, ચાર, કે પાચ પચીસ નહિ પણ સેકડો, હજારો અને લાખો પશુઓ એકએક ધનિક પોતાને ઘેર પાળતો હતો, પોષતો હતો અને નિભાવતો હતો એક સામાન્ય ગણાતા કુટુબમા પણ બે ચાર પાચ દશ ઢોરો તો હોય ને હોય જ

## આજની દુ ખદ પરિસ્થિતિ

જ્યારે આજે તો એક મહાશ્રીમત ગણાતા હિંદુ કે જૈનને ત્યા એક, બે, ચાર, કે પાચ પચીસ મોટરો હાઉ હાઉ કરતી દોડતી હશે, પેટ્રોલના ડબ્બે ડબ્બા મોટી જગ્યા રોકી રહ્યા હશે, બગલા અને બગીચાઓ હશે પણ તેને ત્યા એકપણ ગાયમાતાના દર્શન નહિ થઈ શકે કેવી એ કરણ દશા ! કેવી એ દયાજનક પરિસ્થિતિ !

આપણી એવી બેદરકારીથીજ આ બધા ઉપર કહ્યા તેવા કતલખાનાઓ ચાલે છે, તેમ હવે તમોને નથી લાગતુ ? હુ નથી માનતો કે કેવળ માસ માટે આટલી મોટા પ્રમાણમા હિ સા થતી હોય ! માસ કરતા વધારે મૂલ્ય લોહી, ચામડા અને હાડકામાથી જ વસૂલ થાય છે અને તે અપવિત્ર તત્વથી બનેલા પદાર્થો તમારા ઘરમા જ મોટે

ભાગે ઉપલબ્ધ થાય છે, કે જે વસ્તુઓના નામો તમને આગળ હુ જણાવી ગયો છુ

## કત્લખાનાઓ બધ કેમ થાય ?

કોઇ એમ માનતુ હોય કે આટલા બધા કત્લખાનાઓને બધ કરવા એ તો મહાભારત કામ છે, સત્તા સિવાય એ કેમ બની શકે ? અમારી ઘણીયે ઇચ્છા છે પરતુ એ એકલા હાથે કેમ બની શકે ? અમે બીજુ શુ કરી શકીએ ? તમારી આ બધી નમાલી, પામર અને બેદરકારીની વાતો છે તમારા મનપર આજેજ આ વાત ઠસી જાય તો તમો ઘણુંયે કરી શકો તેમ છો

દૂધાળા જાનવરોને બચાવવાના આ જ બે માર્ગો છે (૧) પશુપાલનની યોજના દ્વારા (૨) પ્રાણિજન્ય અપવિત્ર પદાર્થોના ત્યાગ દ્વારા

અહીં હુ માત્ર ઘાટકોપર વાસીઓને ઉદ્દેશીને કહુ

## શ્રીમતોને સૂચના

ઘાટકોપરમા નાનામોટા સેકડો શ્રીમતો વસે છે, અને તેઓ લગભગ હિંદુ હોવા ઉપરાત ઉચ્ચ કોમના અને સસ્કારી છે માત્ર એક એક ગાય પોતાને ત્યા પાળવાનો નિશ્ચય કરે તો હુ ધારુ છુ ત્યા સુધી તેઓ ઓછામા ઓછી એક હજાર ગાયોની સેવા કરી શકે આ રીતે જેટલુ પશુપાલન થાય તેટલીજ જીવહિસા ઓછી થાય

અને કદાચ કોઈને ત્યા જગ્યાનો અભાવ હોય તો તે ઘર દીઠ એકેક ગાય પાજરાપોળમા રખાવી પોતાના વતી પળાવી શકે

સદ્ભાગ્યે એક પૂજ્ય આચાર્ય મહારાજશ્રીના ઉપદેશથી અહીં જીવદયાની એક સંસ્થા સારા આકારમા ચાલે છે, પણ તેમા હાલ દૂધ આપે તેવા બસો ત્રણસોથી વધુ જાનવરો નથી ઘણાયે ઘાટકોપર વાસીઓને આ પવિત્ર દૂધ વાપ ર્વાની ઈચ્છા છે મારી પાસે તેઓ પ્રતિજ્ઞા પણ લેવા ઈચ્છે છે, છતા જ્યા જીવદયાનુ દૂધજ એને ભાગે ન મળી શકતું હોય ત્યા એ બિચારા શું કરે ?

શ્રીમતો ઉપરનો પ્રબધ કરી લે અને આજથીજ એકેક ગાયની રક્ષાનો મનમા નિશ્ચય કરી લે તો જે સામાન્ય વર્ગના કુટુબોને આજે જીવદયાનુ દૂધ મળી શક્તુ નથી, તે સુખેથી મેળવી શકશે અને શ્રીમતો આવા પશુઉછેરથી પોતાના રત્નસમા બાળકો કે જે ભવિષ્યના નાગરિકો થવાના છે તેને પવિત્ર અને પૌષ્ટિક પદાર્થો આપી આજે નિ સત્વ, નિર્માલ્ય અને ચૈતન્યહીન પ્રજા થાય છે તેને બદલે ચૈતન્યવાન, અને સસ્કારોથી પૂર્ણ પ્રજા ઘડી શકશે અને તે ઉપરાત અનેક ગરીબોને છાશ અને એવા પદાર્થોનો લાભ પણ મળશે હુ નથી ધારતો કે આ કામમા જરાયે મુશ્કેલી હોય !

હવે હુ તમોને ધાર્મિક દ્રષ્ટિએ સમજાવું

## ગો સેવા એ આજનો યુગ ધર્મ

પશુપાલનમા અહિંસા છે, અને અહિંસા એ ધર્મનું મુખ્ય અગ છે, એ તો તમે સ્પષ્ટ રીતે સમજી ગયા છો હવે હુ તમને બીજા દ્રષ્ટિબિદુથી સમજાવવા માગુ છુ

## ધર્મ કોણ સાચવી શકે ?

તેના ઉત્તરમા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા ભગવાન મહાવીરે કહ્યુ છે કે,

चत्तारि परमगाणि दुल्लहाणीह जतुणो।
माणुसत्त सुई सद्धा, सजमम्मि य वीरिय ॥

આધ્યાત્મિક ધર્મની આરાધનામા મનુષ્યત્વ, સદ્ધર્મ-શ્રવણ, દૃઢ વિશ્વાસ અને સયમના માર્ગે પુરુષાર્થ કરવો મનુષ્યને દુર્લભ એવા–આ ચાર પરમ અગોમા સૌથી પ્રથમ મનુષ્યત્વનુ સ્થાન છે

શ્રીમદ્ શકરાચાર્યે પણ વિવેકચૂડામણિમા એજ ભાખ્યુ છે કે–

दुर्लभ त्रयमेवैतत्, देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्व मुमुक्षुत्व महापुरुषसश्रय ॥ १ ॥

દેવની મહાન કૃપાથી સાધ્ય થાય તેવી આ સસારમા માત્ર ત્રણ વસ્તુઓ છે તે આ પ્રમાણે છે–(૧) માનવતા, (૨) મુમુક્ષુતા, અને (૩) મહાપુરુષનો સત્સગ

જેઓમા માનવતા નથી, મરદાનગી નથી, તે કદી ધર્મ પાળવાનો, સાચવવાનો કે આરાધવાનો દાવો કરી શકેજ નહિ જે નિર્બળ, નિસ્તેજ અને પામર છે તે ધર્મિષ્ઠ બની શકે જ નહિ

## ધર્મમા મરદાઇની શી જરૂર ?

જો તમે એવો પ્રશ્ન કરો કે ધર્મક્રિયામા મરદાઇની શી જરૂર ? તો હુ તમોને સ્પષ્ટ કહુ છુ કે તમો ધર્મની વાસ્તવિકતાને હજુ સમજી શક્યાજ નથી

એક સ્થળે બેસી માળા ફેરવવી, પ્રભુભજન કરવું, જ્ઞાન ધ્યાન કરવુ, તેમા પણ મહામરદાઈની જરૂર પડે છે મરદાઇ વિના માળા ફેરવી શકાય જ નહિં દૃઢ નિશ્ચય પણ મરદજ કરી શકે

મરદાઇના અભાવે તો તમે મરણતોલ થઇ ગયા છો તમારી શારીરિક શક્તિ ક્ષીણ થઇ ગઈ છે શારીરિક ક્ષીણતાને લઇને તમારા માનસ નિષ્ઠુર, લાગણીહીન, સ્વાર્થી અને કગાલ બની ગયા છે

ગુંડાઓ આજે તમારી સેકડો બ્હેનોને ધોળે દિવસે ઘરમા પેસીને ઉઠાવી જાય છે, તેના પર અત્યાચાર ગુજારે છે, ધર્માન્તર કરાવે છે અને તમે વીલુ મોઢુ કરી એ બધુ જોઈ રહ્યા છો આવા પામરો ધર્મની વાતો કયા મોઢે કરી રહ્યા છે ? તે કઈ સમજાતું નથી

તમારુ ઘર સાચવવા માટે તમારે પહાણ રાખવા પડે છે, અને ધન સાચવવા માટે બૅંકોનો આશ્રય લેવો પડે છે આ એક તમારી પામરતાનો આબેહૂબ નમૂનો છે જે નોકરોને પાળ્યા અને પોષ્યા હોય તેજ નોકરો તેના ધણીનું ઘર ફાડે, તેની દેવીસમાન સન્નારી કે બ્હેનોને ઉઠાવી જાય, આવા સખ્યાબધ ઉદાહરણો છે એ તમારુ નિર્માલ્ય સાબીત કરવાને માટે બસ નથી શું ? ફરી ફરીને કહું છુ કે કોઇપણ ધર્મનો આરાધક સપૂર્ણ હોય તોજ તે ધર્મની રક્ષા કરી શકે

## નિર્માલ્યતા ક્યાથી આવી ?

નમાલા વ્યસનો, ખોટા વિલાસો અને નિ સત્વ ખાણા પીણાઓથી આ નિર્માલ્યતા પેસી ગઇ છે એ નિર્માલ્ય તાને નિષ્ફળ કરવાને માટે પણ ગોપાલન અને ગોસેવા એ એક આજનો મહાન યુગ ધર્મ થઈ પડયો છે એ મત્ર તમારા અણુએ અણુમા વ્યાપક થવો જોઇએ

ગાય માતાના અગેઅગમા અનેક દેવતાઓ બિરાજ-માન છે એમ પુરાણોમા જે કહેલ છે તેમા પણ એક ઉમદા રહસ્ય છે, પરતુ મૂર્ખ માણસો તો નમસ્કાર કરી, તેના ઉપર પૂજનને અર્ચન કરી માત્ર સતોષ પકડી લે છે, પણ તેનો ભાવ સમજતા નથી આપણે જે દેવને પૂજતા હોઇએ તેજ દેવને રાક્ષસો મારી નાખતા હોય અને આપણે હસતા કુદતા હોઈએ તે કેટલુ મૂર્ખાઇભરેલુ છે ! તેવું જ ગાયોના સબધમા પણ બન્યુ છે

માટે ગોપાલન એ ધાર્મિક દૃષ્ટિએ, સામાજીક દૃષ્ટિએ અને આરોગ્યની દૃષ્ટિએ આવશ્યક છે આ પશુધન પ્રત્યે જેટલી બેદરકારી તેટલુંજ આત્માનું અને રાષ્ટ્રનું પતન છે

પશુપાલનની આવશ્યકતાનુ એક અગ વિચારી ગયા પછી આજે વિલાસ અને વ્યસનોના સબધમા હુ તમોને થોડુ કહેવા માગુ છુ

ઘણી વખત આપણે એમ માનીએ છીએ કે અમા-રામા ઘણીયે મહત્વાકાક્ષાઓ છે ઘણાયે પરોપકારના કાર્યો કરવાની ઇચ્છા છે, અમારા દેશને માટે મરી ફીટવા

પણ તૈયાર છીએ પરંતુ અમે પરતંત્ર છીએ, અમારા હાથ પગ સત્તા નીચે જકડાઇ ગયા છે, અમો શું કરી શકીએ?

આવું કહેનારાઓને હું થોડાએક પ્રશ્નો પૂછી લઉં વારુ! તમારામાંના ઘણા મનુષ્યો વિલાસ અર્થેજ નકામા ખર્ચ વધારી નાણાંનો વ્યય કરે છે કે? ચા, બીડી, સીગાર, કોકો અને એવા કેફી પીણાંના વ્યસની છે કે? તમે પોતાનાજ દેશ બાંધવો સાથે અપ્રમાણિક વ્યવહાર આચરી રહ્યા છો એ વાત સાચી છે? તમારાજ ભાઇઓને ઠગતા, છેતરતા, દગો રમતા, વિશ્વાસઘાત કરતા તમારાજ ભાઈઓ છે એ તમે માનો છો? તમે વિદેશી, વિલાસી, અને વિકારી વસ્તુઓનો ઉપભોગ કરો છો? અનેક અપવિત્ર પદાર્થો, ખાવા પીવા કે ચોપડવામાં તમો વાપરો છો? જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે અને ધર્મ ધર્મ વચ્ચે ઝગડાઓ મચાવી લડી રહ્યા છો તે વાત સાચી છે? ભાઇઓ ભાઇઓ વચ્ચે કોર્ટે જવું અને લડવું એ તમારૂં નિત્ય કર્મ થઈ પડયું છે?

આ બધા પ્રશ્નોનો જવાબ તમારી તરફથી હકારમાં જ હોય તો હવે હું તમોને ફરીથી પૂછું કે કઈ સત્તાએ તમને તેમ કરવાની ફરજ પાડી છે? વિલાસી વસ્તુઓ વાપરવાની કઈ સરકાર તમોને ફરમાન કરે છે? ચા અને સિગાર પીવાનું તમને કોણ સૂચવે છે? બારીક વિદેશી કાપડ, વિદેશી ફરનીચરો, સોડા લેમનનાં પીણાં, અને સિનેમા નાટક વિ૦ વસ્તુઓ ભોગવવાની ફરજ કોણે પાડી છે? દગા રમવાની, અપ્રમાણિક બનવાની કે શાહુકારી જુગાર ખેલવાની કોણ ફરજ પાડે છે?

તમારે કહેવુજ પડશે કે એ બધુ તમારી પોતાની ખામીનુ જ પરિણામ છે તમારી જ નિર્બળતા, તમારી જ અશ્રદ્ધા અને તમારોજ અવિવેક તમોને આપત્તિની ખાઈમા ધકેલે છે ને પરાધીન બનાવી મૂકે છે માટે ખોટા ખોટા બહાનાઓ છોડીને તમારી ત્રુટી તરફ નજર કરો, તમારા આચરણો સુધારો, અને ઈચ્છો છો એ વસ્તુને લાયક બનો

## ખાદી

મીલના વસ્ત્રોમા ચરબી અને એવા અનેક અપવિત્ર તત્વોનો ઉપયોગ થાય છે, તે અહિંસાની દૃષ્ટિએ જ માત્ર ખાદી વાપરવી જોઈએ તેમ નથી પરતુ તે ઉપરાત મોટો લાભ તો મનુષ્ય જાતિના નિર્વાહના પ્રશ્નનો તે દ્વારા અત આવી શકે છે તે છે

હવે એ તો તમો સારી રીતે જાણો છો કે આ હિંદુસ્તાન જેવા સમૃદ્ધ દેશમા કરોડો માણસો વસ્ત્રવિનાના ઉઘાડા ફરે છે, કરોડોને એક વખત માત્રપણ મગ્ખુ ભોજન મળતું નથી અને અનેક આર્તજનો ભૂખે ટળવળે છે મધ્યમ વર્ગમા પણ મોટે ભાગે બેકારી પ્રવર્તે છે

ખાદીના વસ્ત્ર વાપરવાથી એવા ઘણાઓને રાહત મળી શકે અને ખાદીના વસ્ત્ર સર્જનાર પોતે પણ પોતાના અગને મલિન થતું અટકાવી શકે પરતુ નીચેના બે પ્રશ્નો ખાદી વાપરવાની ઇચ્છાવાળાને મુઝવે છે એક, તો ખાદી મોંઘી મળે છે તે, અને બીજી બાજુ ખાદી મીલના જેવી સફાઈદાર નથી મળતી તે

ખાદી બહુ સસ્તી પડે તે ખાતર રાષ્ટ્રનેતાઓ ખૂબજ પ્રયત્ન કરી રહ્યા છે, અને શકય તેટલી યોજનાઓનો દિનપ્રતિદિન વિકાસ થતો જાય છે

હમણાજ અહીં ઘાટકોપરમા એક વાલી બ્હેન નામના ઉત્સાહી અને સેવા ભાવી બેન, તેવા પ્રચાર માટે આવ્યા છે અને તે પ્રચારાર્થે અહીના ઉદાર કાર્યકર્તા ભાઈ માણેકલાલે એક યોજના પણ રજુ કરી છે

આ યોજનામા એવી રીત છે કે ખાદીને સેવાભાવી બેનો મારફતે ઝભ્ભા, પહેરણ, પોલકા વિ મફત સીવી આપવા આમ કરવાથી આજે કપડા કરતા પણ સીવણના ખર્ચનો બોજો મોટો થાય છે તે બચી જાય, અને તેથી ખાદી મોઘી પડે છે એવો પ્રશ્નજ ન રહે આ યોજના ઉત્તમ છે અને તેમા સીવણ કામમા નિપુણ એવા શ્રીમત બેનો સેવા ભાવથી અને બીજા બેનો ઉપયોગી મજૂરી લઈને પણ કામ કરી શકે છે

બીજા પ્રશ્નમા જેમને ખાદી ખરબચડી લાગે છે તેમને માટે પણ હવે વિવિધ પ્રયત્નો શરૂ થઇ ગયા છે આજે દરેક પ્રકારની અને જુદી જુદી ખાદી પુષ્કળ પ્રમાણમા મળી શકે છે, છતા વિદેશી વસ્ત્રોના જેવી તેમા કોમળતા અને સુદરતા ન હોઇ શકે, તે વાત સાવ સભવિત છે પરતુ આટલોચે સામાન્ય ભોગ જે દેશની પ્રજા ન આપી શકે ને દેશને આગળ ધપવાનો શો અધિકાર છે ? એ વાત ખૂબ ખૂબ વિચારજો બેનોને માટે આ સ્થળે ખૂબ ભારપૂર્વક કહેવુ જોઈએ કે પુરુષો

કરતા આ વિષયમા તમારી ફરજ વધારે છે વિદેશી, ઝીણી અને કોમળ સાડી તથા વિવિધ વસ્રો પહેરીને બહારનું સૌદર્ય લાવવા તમો ગમે તેટલા પ્રયત્ન કરો તે કરતા તમારા શરીરનુ સ્વાસ્થ્ય રક્ષો એ વધુ યોગ્ય છે જેના મ્હો પર નૂર કે ચૈતન્ય નથી તેને બહારના આભૂષણો કદી સુંદરતા નહિજ આપી શકે

## જરૂરીઆતો ઘટાડો

બીજી, વાત હુ તમોને એ કહેવા માગુ છુ કે આજે તમારા દુખનુ અને બેકારીનુ મુખ્ય કારણ તમોએ વધારી મૂકેલી જરૂરીઆતો છે તે ઘટે તો પાપ ઘટે એ સાવ સ્પષ્ટ સત્ય છે

તમો તમારી જરૂરીઆત કરતા ભોજન ઇત્યાદિના ખર્ચોને વધારી મૂકો તો તમારે સમજવું જોઇએ કે તમો તમારા અનેક ભાઇઓને ભૂખ્યા રાખો છો તમારી જરૂરીઆત કરતા વધુ વસ્રો વાપરો તો માનજો કે તમો તમારા ભાઇઓને વસ્રહીન બનાવો છો માત્ર ત્રણ વસ્રોથી પણ તમારો દેહ ઢકાઈ શકે છે અને સુદર પણ લાગે છે છતા તમે કેટલા વસ્રો તમારા કબાટ ટ્રક કે પેટીમા પૂરી રાખ્યા છે તેનો તમે ખ્યાલ કરી શકો છો ? વસ્રો સિવાય પણ ખાવાની, પીવાની, ચોપડવાની, સૌદર્ય વધારવાની એવી અનેક ફાજલ વિલાસી વસ્તુઓ તમારી પાસે નિરતર પડીજ હોય છે, તે જરા ચક્ષુ ખોલી તપાસો આજ રીતે જરૂરીઆત કરતા અધિક ઉપયોગ કરવાથી ભારતવર્ષ નિર્બળ અને દુખી બન્યું છે, બને છે અને બનતુ જાય છે

આજે ખોટા વિલાસ, ખોટા ભપકાઓ, ખોટા અનેક પ્રકારના વ્યસનો અને સીનેમા કે નાટકના હમેશના વ્યસનોથી દૂર રહેવાનુ કાર્ય કરવુ એ ધર્મ પ્રેમી અને દેશના હિતાચતકની અનિવાય ફરજ છે

ઉપયોગી અને નિર્દોષ વસ્તુઓ પણ તમારા પોતાના જ દેશમા, તમારા પોતાના ગામમા અને તમારા પોતાના ઘરમા યથાશક્તિ ઉત્પન્ન કરતા શીખો તો જે આજે ભૂખ મરો, લાચારી અને ગરીબી મધ્યમ વર્ગને પીડી રહી છે તે ઓછી થાય ઘણા એવા મનુષ્યો હોય છે કે જે દેશી અને પવિત્ર વસ્તુઓને ચાહતા હોય પરતુ તેને માટે જોઇતા પ્રમાણુમા મળી શકે તેવા સાધનો આજે નથી

ચામડા માટેજ સખ્યાબધ જાનવરોની કત્લ હમેશા થાય છે, અને જાણ્યે અજાણ્યે દયા ધર્મને માનનાર આપણા હજારો બધુ અને બેનો તે ચામડાના જોડાનો ઉપયોગ કરે છે તેમાના મોટા ભાગને તે તરફ લક્ષજ નથી આ માટે મહાત્માજી એવા ચર્માલયોની વ્યવસ્થા માટે ખૂબ કાળજી ધરાવે છે તેમણે સાબરમતી ઉપર એક ચર્માલય ખોલાવ્યુ છે પરતુ આ દેશના એ દુર્ભાગ્ય છે કે આવી સરળ અને સીધી વાતમા પણ કોઈ સહકાર કે ઉત્તેજન આપી શકતા નથી અને કોઇને તેમા અપવિત્રતાથી ધર્મનો બાધ આવે છે, તેથી તેવા કાર્યો પોતે કરી શકતા નથી આ બધા આપણે માની લીધેલા ધર્મની મૂર્ખતાઓના ચિહ્નો નથી તો બીજુ શુ છે ?

તમારા બાળકોના હાથમા રમકડાઓ લગભગ હાડકાના રસના જ બનેલા હોય છે, અને તે હાડકાઓ અહીંનાજ કતલખાનામા કતલ થયેલા પશુઓના હોય છે તેને બદલે જો લાકડાના કે માટીના રમકડા વપરાય તો ખર્ચની દૃષ્ટિએ ખૂબજ લાભ થાય, કારણ કે તમારા પાકીટો, બૂટ અને ચપલો જેવી અનેક ચામડાની ચીજોમાથી જ મૂલ્ય ન ઉત્પન્ન થાય તો કેવળ માસ માટે આટલા બધા સખ્યાબધ રાક્ષસ જેવા કતલખાનાઓ ટકવા બહુજ મુશ્કેલ થઈ પડે

આ રીતે વિલાસ ઘટાડવાથી અને વિવેકપૂર્વક વર્તવાથી પ્રજામા વ્યાપી રહેલા બેકારી અને અજ્ઞાન બન્ને ઘટશે અને પવિત્રતા, સયમ તથા સાદગીભર્યા અને પૌષ્ટિક પદાર્થો મળવાથી શારીરિક તદુરસ્તી અને સસ્કૃતિનુ બરાબર સરક્ષણ થશે

ભાવિ યુગના ભવ્ય વિધાતાઓ ! આ પાલન કરવુ એ તમારા પોતાનાજ હાથમા છે કોઈ પણ સત્તા તમારી આ સ્વતત્રતાને કદીયે નહિ ઝુટવી શકે, એ ફરીફરીને યાદ રાખજો

વિચારણા સુધી ગયુ છે તે દર્શનનો મનુષ્ય કેટલો વિચાર શીલ, વીર અને ઉદાર હોય ? વિશ્વમા તેનુ સ્થાન કેટલુ દિવ્ય અને ભવ્ય હોય ! પણ આજે અતિ દુ ખનો વિષય એ છે કે તેજ જૈનો મોટે ભાગે નિ સત્ત્વ અને સ કુચિત વૃત્તિના બની ગયા છે અને એ સ્થિતિ થવાના કારણોમા અહિંસાની અણસમજ એ એક મહત્વનુ કારણ છે કે જે આજે હુ તમોને કહેવા માગુ છુ

## અહિ સાની ગેરસમજ

અહિ સાની ગેરસમજને લીધે આજે જૈન સ સ્કૃતિના મૂળ વગોવાય છે તેની તમોને ખબર છે ને ? એકદા લોકો કહેતા હતા કે અહિ સા–અહિ સા કહીને–જૈન સ સ્કૃતિએ ભારતને સત્વહીન–ભીરુ અને નિર્બળ બનાવ્યુ સદ્ભાગ્યે એ વીર ગાધીજીએ આ કલ ક તો ધોઇજ નાખ્યુ, અને અહિ સાને વ્યવહારુ બનાવીને બતાવી આપ્યુ કે અહિ સા તો વીરજ પાળી શકે, કાયર કદી અહિ સા નજ પાળી શકે

આ રીતે એ મહાત્માજીએ જૈન શાસનની સેવા બજાવી છે પરતુ કહેવડાવાતા જૈનોએ તો હજુએ વિચારવાનુ છે કે તે ઉક્તિ કયાથી ઉતરી હતી ? જૈનસ સ્કૃતિની તે વગોવણી જાણ્યે અજાણ્યે તમારા જીવન પરથી તો નહોતીજ થઇને !

હુ ધારુ છુ કે તમો તમારુ અ ત કરણ તપાસો તમારા જીવન વ્યવહાર પર ડોકીયુ કરો, તમોને તુરતજ જણાશે કે તમારા વર્ગમા અ[illegible] [illegible]યે

મોટા ભાગમાં પ્રવર્તી રહી છે તમો આઠમ, પાખી કે એવા જૈન ધર્મના મોટા પર્વદિનોમાં લીલોતરી ખાતા નથી, વનસ્પતિ, જળ અને એવા સૂક્ષ્મ જીવો બચાવવા માટે બનતું કરો છો, કહો એ વાત સાચી છે? તમે એવા સૂક્ષ્મ જીવો પ્રત્યેની દયા કેળવી તેમ કરો એ ઉત્તમ વસ્તુ છે, પરંતુ તમારે આટલુંજ યાદ રાખવું જરૂરી છે કે તમો કયા સ્થાન પર છો? અને તમારી શક્તિ કેટલી છે? તેનું માપ કાઢી પ્રત્યેક ક્રિયા કરો સ્થાન અને સામર્થ્ય વિચાર્યા વગર કાર્ય કરવા જતાં ઈષ્ટ સિદ્ધિ થઇ શકતી નથી એનો તમોને પોતાનેજ અનુભવ છે એટલે એ વાત તમો સહેલાઈથી સમજી શકશો

## તમારું સ્થાન

તમો ગૃહસ્થ છો ગૃહસ્થના કર્તવ્યો અને ફરજો તમારે શિરે રહેલ છે તમારે જીવન નિભાવવાના અને જીવન વિકસાવવાના પ્રત્યેક વ્યવહારો કરવા પડે છે અને ગૃહસ્થ જીવનમાં રહીને તમારે વિકાસ સાધવાનો છે આથીજ શ્રમણ ભગવાન મહાવીરે તમો જે ધર્મ પાળો છો તેને આગારી ધર્મ કહ્યો છે

અણગારી (ત્યાગી) ધર્મમાં રહેલા સાધકને જે છૂટ હોતી નથી તે આગારી ધર્મમાં હોય છે તે હું તમોને તમારી પ્રતિજ્ઞાઓ પરથી સમજાવીશ

## વ્રત પ્રતિજ્ઞા

જુઓ, જૈન ધર્મમાં ભળેલો સાધક, અહિંસાની પ્રતિજ્ઞા આ પ્રમાણે લે છે —પહેલું અણુવ્રત થુલાઓ

પાણાઇવાયાઓ વેરમણ એટલે કે સ્થૂળ પ્રાણીઓના પ્રાણાતિપાતથી વિરમું છુ સૂક્ષ્મ પ્રાણીઓથી સર્વથા બચી જવું એ ગૃહસ્થ જીવનને માટે સહજ સાધ્ય નથી માટે સ્થૂળ જીવોની હિંસાથી વિરમવાની પ્રથમ વ્રતમા-અહિંસા વ્રતમા પ્રતિજ્ઞા છે કયા સ્થૂળ જીવો? ત્યારે તેજ પ્રતિજ્ઞામા નીચે સ્પષ્ટ કરેછે ત્રસજીવ, દ્વીન્દ્રિય (બે ઈંદ્રિયોવાળા) ત્રીન્દ્રિય (ત્રણ ઇન્દ્રિયોવાળા) ચતુરિન્દ્રિય કે જેને વિકલેન્દ્રિય કહેવામા આવે છે તેવા હલન ચલન કરતા જીવોને તેમા પણ વ્યાધિ ઉત્પન કરનાર જંતુ વર્જીને ઈતર જીવોને હણવા નિમિત્તે નહિ હણું અને નિરપરાધી પચેન્દ્રિયોની પણ ઘાત નહિ કરુ આ પ્રતિજ્ઞા પરથી તમે જોઈ શકશો કે આ પ્રતિજ્ઞા કોઇપણ ગૃહસ્થ સરળતાથી પાળી શકે તેવી છે તેને એક સરખી રીતે રાજા પણ પાળી શકે અને રંક પણ પાળી શકે ન્યાયાધીશ પણ પાળી શકે અને ડાકટર પણ પાળી શકે

આ સ્થળે મારે તમોને યાદ આપવું જોઇએ કે પ્રથમ વ્રતમા એકેન્દ્રિય જીવોનો ઉલ્લેખ આપવામા આવ્યો નથી પણ સાતમા ગુણ વ્રતમા તેનો અધિકાર છે કે શ્રાવક પૃથ્વી પાણી આદિનો ઉપયોગ જોઇએ તેથી અધિક ન કરે ખરી રીતે જોઇએ તેથી કોઈ પણ વસ્તુનો અધિક વ્ય[illegible] કરવાનો મનુષ્યને અધિકાર જ નથી

જૈન ધર્મ વિશ્વ ધર્મ છે તેમા વિશ્વનો સમાવે[illegible] છે તેથીજ તેના નિયમો કડક હોવા છતા અસાધ્ય ન[illegible] એમ આ પ્રતિજ્ઞા તમોને ડિંડિમનાદથી સમજાવે છે

### તમારી ભ્રાન્તિ

પણ તમોને એવી ટેવ પડી ગઈ છે કે અહિંસાની વાત આવે કે તુરતજ તમારુ લક્ષ્ય પાણી, વનસ્પતિ, અગ્નિ, વાયુ તરફ જેટલુ જાય છે તેટલુ તેથી આગળ ભાગ્યેજ જઈ શકે છે પૈસો યદ્યપિ કિંમતી વસ્તુ છે, પણ તેની ગણના સોના નાણા અને ચાદી નાણા પછીજ હોય કોડીનીચે પરવા તો કરવીજ જોઇએ પણ રત્નને સભાળીને રત્ન જતુ કરીને કોડીને સભાળવાનો પ્રયત્ન કરનાર ધન પણ ગુમાવે અને ગાડો પણ ગણાય આવી સીધી સાદી વસ્તુ કહીને તમોને હુ એ સમજાવવા માગુ છુ કે તમો એકેન્દ્રિયના રક્ષક કે અનુકપક બનો એ ઠીક છે પણ તેમા વિવેક કરતા શીખો અને તેનાથી વધુ સમૃદ્ધિમાન જીવોપર પ્રથમ લક્ષ્ય આપો ભગવાન મહાવીરે તે દૃષ્ટિ બિંદુથી તમારા માટેની અહિંસા પરિમિત બતાવી છે, તેનુ રહસ્ય સમજો

### રહસ્ય સમજો

આજે તમો અહિંસાનુ વાસ્તવિક રહસ્ય ભૂલ્યા છો અને કર્ત્તવ્ય પણ ભૂલ્યા છો પ્રથમ ભૂમિકાની યોગ્યતા મેળવ્યા વિના અણગાર ધર્મ જેવા ધર્મને આચરવાનો પ્રયત્ન કરો છો જેમ પ્રથમ કક્ષાનો વિદ્યાર્થી સાતમી કક્ષામા બેસે તો પાસ ન થાય અને બન્નેથી લટકે તેમ તમે પોતે અગારી છો અને અણગાર ધર્મ આરાધવા જાઓ છો એટલેજ તમારા જીવનમા દ્વિધાભાવ આવી ગયો છે ધર્મ જીવન અને વ્યવહારિક જીવન એવા બે ભાગલા પડી ગયા છે એક ધાર્મિક મનુષ્ય ઉપાશ્રયના

ધર્મ સ્થળમા જતા વેત જ વાયુના જીવની દયા ખાતર મુખવસ્ત્રિકા, નાના જીવો બચાવવા ખાતર રજોહરણ વગેરે રાખશે કે મદિરે જઈ પ્રભુભક્તિનું આચરણ કરશે પરતુ વ્યાપારમા વિશ્વાસઘાત, દગા, પ્રપચ, ઓછુ આપી વધુ લેવાની વૃત્તિ અને એવા મલિન વ્યવહારો આચરતા ડરશે નહિ અને તે પાપોના બદલામા વ્યાપારથી નિવૃત્ત થઈ એકાદ સામાયિક કે પ્રતિક્રમણ કરીને આશ્વાસન મેળવી લેશે તેમજ પોતાની જાતને માનશે કે હું કેવો ધર્મિષ્ઠ છુ ? પરિણામે તમે આગળ વધવાને બદલે પાછળ પડયે જાઓ છો એટલે જ હુ કહુ છુ કે ધર્મ એ વ્યવહારૂ વસ્તુ છે અહિંસા એ ઉપાશ્રય કે મદિરમા જ પાળવાની વસ્તુ નથી પણ તમારા જીવનમા આરાધવાની વસ્તુ છે

## હિંસા કોને કહેવાય ?

પ્રથમ તો હિંસા કોને કહેવાય ? તેનું રહસ્ય સમજો **આત્મભાન ચૂકી બીજા પ્રાણીના પ્રાણને ઈજા પહોચાડવી તેનુ નામ હિંસા** પ્રાણો પરથી જીવો પ્રાણી તરીકે ઓળખાય છે પ્રાણો નિમ્નોક્ત રીતે દશ પ્રકારના હોય છે પાચ ઈન્દ્રિયોના પાચ પ્રાણ અને આયુષ્ય, શ્વાસોચ્છ્વાસ, મન, વચન અને કાયાનું બળ એમ મળી દશ પ્રાણો થયા

વસ્તુત પ્રાણ એ શરીરની સચાલક શક્તિ છે ને તે એક જ છે છતા કાર્યોની ભિન્નતાને લીધે તેના દશ વિભાગો જૈન શાસ્ત્રમા ઉપર્યુક્ત રીતે યોજાયા છે, પ્રાણના બળથી જ શ્વાસોચ્છવાસ લેવાય છે અને મૂકાય છે આ

શક્તિ છે ત્યા સુધી જ હલન, ચલન, સ્ફુરણ વગેરે શરીરની ઉપરની ને અંદરની પ્રત્યેક ક્રિયાઓ થાય છે માટે જ તેને પ્રાણશક્તિ કહેવાય છે તે ગઇ એટલે શરીર શબવત્ બને છે

## પ્રાણીઓનુ તારતમ્ય

આ શક્તિ મનુષ્યમા તેમજ સૂક્ષ્મમા સૂક્ષ્મ જંતુમા પણ હોય છે, પરંતુ તે બન્ને વચ્ચે વિકાસનું મહાન તારતમ્ય છે એક એક મશીનમા જેમ તારતમ્ય હોય છે અને તેને લઈને તે કાર્ય ઓછા વધતુ કરે છે તેમજ તેની ઉપયોગિતા પણ ઓછા વધુ પ્રમાણમા હોય છે તે જ રીતે જીવોમા પણ પરસ્પર છે આ તારતમ્ય આજે ભૂલાયુ છે. તેથી જ ગોટાળો ઉભો થયો છે અને તેથીજ પ્રાણીની સખ્યા પર પાપનુ ધોરણ બંધાવા લાગ્યુ છે ઉપરાત તે જાતની માન્યતાએ માનવને કર્તવ્યભ્રષ્ટ અને માનવતાથી પણ વચિત બનાવી દીધો છે

જુઓ ધારો કે એક ગૃહસ્થ છે તે એમ વિચાર કરે કે એક ગાય ભૂખી છે તે ઘાસચારાના અભાવે પીડાય છે તેને હુ ઘાસ નાખુ પણ એક લીલોત્રીના પાદડામા ઘણા જીવો છે તેની હિંસા થઈ જશે તેનુ શું ? આ સ્થળે જો તે લીલોતરીની દયા પાળવા ગાયને ઘાસ ન નાખે અને અહિંસક કહેવડાવે તો ? તો તે શું અહિંસક ગણાય ? હિંસા અહિંસા કે પાપ પુણ્ય તોળવાના કાટા સુલભ નથી હોતા કહી નાખવુ સુલભ છે એટલુજ જાણવુ દુર્લભ છે

પાપ પુણ્યનો આધાર કર્તવ્યાકર્તવ્ય અને વૃત્તિ પર

છે ધર્મ સર્વના એક ન હોય ગૃહસ્થનો ધર્મ જુદો, ત્યાગીનો ધર્મ જુદો, માનવનો ધર્મ જુદો અને પશુનો ધર્મ જુદો ગૃહસ્થોએ પોતાનો નિયત કરેલો ધર્મ બરાબર જાણવો અને પછી જીવના જોખમે પણ નિભાવવો પણ ભૂલ ત્યા થાય છે કે પાપ કયાથી આવે છે તે જ તમો સમ જ્યા નથી પાપ એ બહારની વસ્તુ નથી પણ પાપનો આધાર પોતાની આતરિક વૃત્તિ પર-અધ્યવસાય પર નિર્ભર છે જેટલા વિકાસવાળા જીવને, જે ભાવનાથી, જેટલુ દુ ખ ઉપજાવીએ તે પ્રમાણમા આપણો આત્મા મલિન થાય છે, ભારી થાય છે તે જ પાપ છે પાપ એ પાણીનો પ્રવાહ નથી કે જે બહારથી ચાલ્યો આવે અને તમારામા ભરાઈ જાય !

આથી જ એક ડોકટર અને એક વૈરી બન્નેના હાથમા શસ્ત્ર છે, બન્ને અગ પર શસ્ત્ર ચલાવી રહ્યા છે, કેટલીક વાર પરિણામ પણ બન્નેનુ સરખુ આવી પડે છે, છતાય ડોકટર પાપી નથી બ કે તેનો ધર્મ બજાવવા તેણે તે કાર્ય કર્યું છે આ રહસ્ય સમજતા શીખો કે પાપનો આધાર ક્રિયા પર નહિ પણ વૃત્તિ પર છે

**પાપની તરતમતા**

આથી જ હિંસાની વ્યાખ્યા જુદી જુદી છે એકેન્દ્રિયના જીવની હિંસા કરતા બેઈન્દ્રિયની અસખ્યગણી વધારે કારણ કે તેની પુણ્યાઈ અસખ્યગણી વધારે તેથી વધારે ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય, પણ તેથીયે પચેન્દ્રિયનો વિકાસ તો અનતગણો હોવાથી તેની હિંસાનુ પાપ પણ વિકાસના પ્રમાણમા વધુ જ હોય તે સ્વાભાવિક છે ત્યા જીવની સખ્યા

ગણવાની ન હોય પણ વિકાસ જોવાનો હોય તમો ચૈતન્ય હણવામા હિંસા સમજ્યા છો તે ભૂલ કાઢી નાખજો જૈન દર્શન કહે છે કે ચૈતન્ય કદી હણાતું નથી જીવ મરી ગયો છે એ શબ્દ ઔપચારિક છે–વ્યવહારિક છે ત્યારે તમો અહીં પ્રશ્ન કરશો કે તો પછી પાપ જ શાનુ ? પાપનો સબધ જીવના જીવન સાથે નથી પણ સામગ્રી સાથે છે જે જીવ પાસે જેટલી વિકાસ સામગ્રી વધુ, જે જીવની ઉપયોગિતા વધુ તેટલુ જ તેની હિંસામા પાપ હિંસા કરવી એટલે એની ઋદ્ધિ અને સિદ્ધિ લૂટી લેવી આ લૂટ એજ હિંસા અને એ જ પાપ—પ્રાણીઓની શક્તિ છિન્નભિન્ન કરી નાખવી એ હિંસા

એક ઈન્દ્રિયમા ઓછો વિકાસ છે માટે ઓછુ પાપ છે બે ઈન્દ્રિયમા વધુ છે માટે વધુ પાપ છે તે જ રીતે ઉત્તરોત્તર સમજી લેવું જોઈએ

આ વસ્તુ તમોને એક સામાન્ય ઉદાહરણથી સમજાવુ કોઈ પશુને એક લાકડી મારે અને મનુષ્યને મારે કોઈ પશુને ગાળ ભાડે અને કોઈ મનુષ્યને ભાડે આ બન્ને વચ્ચે લાગણીઓના વેદનમા તમોને કાઈ તારતમ્ય જણાય છે ? ગૃહસ્થને માર્યો હોય કે ગાળ ભાડી હોય તો ફરીયાદી થાય અને સજા પણ થાય કારણ એ છે કે જાનવર અને મનુષ્ય વચ્ચે લાગણીનુ તત્વ ઓછુ વધુ છે મનુષ્યમા પણ ગાંડો હોય તેને ગાળ દો તો તે હસવા માડશે હલકી પંક્તિનો હોય તો તેને દુ ખ લાગશે પણ બહુ અલ્પ જ્યારે કોઈ વિકાસવાળાને આપશો તો! તો

તેને એક વચન પણ અસહ્ય થઈ પડશે સારાશ કે સમજશક્તિની અને લાગણીની જ્યા અધિકતા ત્યા જ દુખ વિશેષ અને આ વિશેષતા અને ન્યૂનતા પર જ પાપનો આધાર છે

### કર્તવ્યાકર્તવ્ય

આથી લીલોતરીની દયાનો પ્રશ્ન ગાયને બચાવવાના ધર્મ આગળ ગૌણ બને છે ન્યાયાધીશ ગુન્હેગારને શિક્ષા કરે છે તેનુ પાપ તેની ન્યાય પાછળની શુભ વૃત્તિ આગળ નિર્બળ બને છે દર્દીને થયેલુ દુખ ડાકટરની આરામ કરી આપવાની ભાવના આગળ તુચ્છ થઈ જાય છે, કારણ કે ત્યા કર્તવ્યાકર્તવ્યનો પ્રશ્ન છે ત્યા આગળ કર્તવ્ય એ જ તેનો ધમ તે ધર્મ ચૂકે એટલે અધર્મ થયો, અને અધર્મ એટલે પાપ પાપ અને પુણ્યને આ રીતે સમજતા થઇ જવુ જોઈએ

હવે તમો સ્પષ્ટ સમજી શકયા હશો કે પચેન્દ્રિયમા વધુ વિકાસ છે અને વધુ ઉપયોગિતા છે માટે તેનુ અત કરણ ન દુભાય એ સૌથી પ્રથમ જોવુ જોઈએ

### આપણુ સુકાન

પણ તમો તમારા જીવન સામે વેધકદષ્ટિ ફેકો, તમોને લાગશે કે એ સુકાન અવળા માર્ગે ચાલી રહ્યુ છે એ સુકાનની અવળી દિશાથી તમારી સ્થિતિ પણ તેવીજ અવળી અને સકુચિત થઈ ગઈ છે એથી પરિણામ એ આવ્યું છે કે નાના પાપો તરફ જેટલુ લક્ષ્ય

અપાય છે તેટલુ મોટા પાપો તરફ અપાતું નથી અલ્પારભ તરફ લક્ષ્ય અપાય છે તેટલુ મહારભ તરફ નથી અપાતુ પ્રવાહન ટા ગરનાળા ખૂલ્લા ગખી નાના છિદ્રો બધ કરવાથી સલામતી રહી શકે કે કેમ? તે તમો જ વિચારજો આટલુ વિચાર્યા પછી દુખ શાથી છે? તેના કારણો આપોઆપ મળી રહેશે છતા તે ય વિચારવાની તમોને ફુરસદ ન હોય તો હુ જ આગળ સ્પષ્ટ કરીશ

એકેન્દ્રિયજીવની દયા પાળનાર પચેન્દ્રિય જીવો પ્રત્યે કેટલો વફાદાર અને સ્નેહાળ રહે તેની તુલના કરો અને જુઓ હુ પૂછુ છુ કે આઠમ પાખી કે પર્વના દિવસે લીલોત્રી કે કદમૂળ ખાધા હોય તે તમોને સાલે છે કે તે દિવસે ઈર્ષ્યા, ક્રોધ, અભિમાન, કે વિશ્વાસઘાત થતા હોય તે સાલે છે? વિચારો

કોઈએ ભૂલ્યેચૂકયે પર્વના દિવસે ઉપવાસ ન કર્યો હોય તો તમારી દૃષ્ટિમા તે પામર લાગે અને લીલોતરી ખાધી હોય તો તો તમો તરતજ ધર્મનો અજ્ઞાત જાણી તેના પર કોપ કરો, કા દયા ખાવા મડી પડો જો તે જ દિવસે જૈન થઈને કદમૂળ ખાતો હોય તો તો તમોને આભ તૂટી પડવા જેવુ લાગે એટલુ જ નહિ પણ તેને અધર્મી કે મિથ્યાત્વીનુ ઉપનામ પણ તમે આપી દો પરતુ તમારા હૃદયમા તમે કદી વિચાર કર્યો છે કે તે દિવસે હુ પોતે અતરને મલિન કરનારા કેટલા પાપોને સેવી રહ્યો છુ?

એ ફરી ફરી યાદ રાખજો કે જૈન દર્શનમા કદમૂળ ખાનારને નરક ગતિ મળી હોય તેવુ કયાય નથી પણ

तेमणे कह्यु के हु मुंबईमा रहु त्या सुधी मारे कच्छना खेतरो न खेडवा—तेमनी आ प्रतिज्ञा लेवानी रीति जोई बीजाओने हसवुज आवशे, परतु तेवी प्रतिज्ञा लेनार ते व्यक्ति पोते तो निर्दोषज हती तेना मन पर एक प्रकारनी छाप हती के आम करवाथी नकामा आवता पाप बध थाय लगभग शाणा गणाता जैनोमा एक या बीजा प्रकारे आवीज जातनी घेलछा प्रवर्ते छे तकलीफ न पडे, भोग आपवो न पडे अने धर्म थाय ए मान्यता केवळ भूल-भरेली छे जे वस्तुनो भोगोपभोग तमे करता हो, के करी शको तेम हो, छता ते न करवानो नियम करो ए प्रतिज्ञा कहेवाय

प्रतिज्ञाने बराबर समजीने लेवी ए आवश्यक छे जीवनने नियमित बनाववु जोईए खावापीवानी वस्तुओ शरीर पर राखवानी, वापरवानी, पहेरवाके ओढवानी चीजो उपर पण अकुशनी जरूर छे आजे जे फावे ते खावु—गमे त्यारे खावु—गमे तेवु खावुं, गमे तेवी पवित्र अपवित्र वस्तुनो उपयोग करवो तेमा लेश पण सकोच न राखवो ए शारीरिक, आर्थिक अने धार्मिक दृष्टिए भारे हानिकारक छे आ स्वच्छदताना जमानामा नियमने पण परतत्रता गणी काढवामा आवे छे पण ते महान भूल छे

## पूर्वकालीन जैन अने आजनो जैन

पूर्व काळे जैनोना घरमा गायो हती, बळदो हता गाडा सवारी हती आजे मोटरो छे गायो पाळवाथी पाप थाय ए तमे क्याथी शीख्या? हाथे दळवानी घटीमा पाप अने

આટાની મીલોના ઉત્તેજનમા પાપ નહિ ! આવું ઉંધુ તમોને કોણે શિખવ્યુ તે કહેશો ? જુઓ ઉપાસક દશાગસૂત્ર શ્રાવકોને ત્યા ગાયો કેટલી પળાતી ? શુ તમારા કરતા તે ધર્મ અધર્મને-પાપ પુણ્યને ઓછુ સમજતા ? આજે નથી પળાતી એટલે પરિણામ એ આવ્યુ કે કસાઈખાના વધવા લાગ્યા તે–આજે કેટલા છે ? તેનો તમોને કદાચ ખ્યાલેય નહિ આવતો હોય !

ગાયોના રક્ષણથી ગાયોનુ પાલન થતુ અને ગરીબ માનવજાતને દૂધ, છાશ મળતા અને પ્રજામા શુદ્ધ સસ્કારો ઉતરતા આજે તે નથી એટલે નિસ્તેજતા છે, નિર્બળતા છે અને જ્યા નિર્બળતા હોય ત્યા શુ હોય તે તમોજ કલ્પી લો

કેટલાક બધુઓ જૈન સૂત્રની બે ચાર આઠી અવળી ગાથાઓ મૂખપાઠે કરી કે સમજ્યા વિચાર્યા વિના બે ચાર સૂત્રો મ્હોઢે ગોખી અલ્પારભ અને મહારભની વ્યાખ્યાઓ બાધવા લાગે છે તેમને પણ આ સ્થળે કહી દેવું ઉચિત થઈ પડશે કે બધુઓ ! તમો જૈન છો એટલે જ તમારી જવાબદારી વધુ છે તે વાત યાદ રાખજો

હિંસા કરવાથીજ મહારભ થાય છે, અને હિંસાજન્ય વસ્તુ વાપરવાથી મહારભ થતો નથી, એ માન્યતા ભ્રમ ભરેલી છે કેટલીક આ રીતની અણસમજથી અને કેટલીક વિલાસીવૃત્તિથી આજે હિંસા થઇ રહી છે વિલાસી જીવનને અને અહિંસાને કશુ લાગતું વળગતુંજ નથી ભગવાન મહાવીરે કહ્યું છે કે ' દયાનુ મૂળ સયમ ' સયમ એટલે આવશ્યકતાઓ ઘટાડવી

હિંસાજન્ય પદાર્થો આજે કેટલા વધી પડ્યા છે! વિચારો વિલાયતી ચરબીવાળા વસ્ત્રો દેહ પર થપ્પીને થપ્પી ખડકાય છે, તેમા હિંસા છે તમે કહેશો કે એ અમે કયા કરીએ છીએ? એ જાણું અને એના કર્મ જાણે તે લુચ્ચી દલીલ આજે નહિ ચાલે, એ કાયરતાભરેલો ઉત્તર જનત્વને નહિજ છાજે જૈનની અહિંસા ગભીર છે, વ્યાપક છે

તમે હિંસાજન્ય વસ્તુઓ વાપરવી બધ કરો તો જરૂર તે કારખાનાઓ બધ થશે પાપ વેચનારને લાગે છે અને લેનારને નથી લાગતું તે ભ્રમ દૂર કરજો તે સિવાય ઓઢવાના, પહેરવાના, ચોપડવાના, લગાડવાના એવા તો અનેક સાધનો તમારા ઘરના કબાટોમા અનેદૂ કોમા પડયા છે તમારે માટે તેની ઉપયોગિતા શી છે? અને તે શાથી બન્યા છે? તેનો તમોને ખ્યાલ પણ નહિ આવતો હોય! શાનો આવે?

તમારા ચમચમતા ચકચકિત બૂટ શાથી બને છે? એ તમે જાણો છો? તે મદમાતા જીવતા જાનવરોના ચામડા માથી બને છે ચરબીવસ્ત્ર માટે વપરાય અને બૂટ માટે ચામડાનો ઉપયોગ થાય તે ઉઠાવ તમે કરો એટલેજ કસાઈને સારો ભાવ ઉત્પન થાય, તોજ પજાબ, ગૂજરાત અને કાઠિયાવાડની હાથણી જેવી ભેસો અને ગાયો કુમ્ળા જેવા કારમા કારખાનામા આવીને પ્રતિદિન સેકડોની સખ્યામા કપાયને! તમોને મૃત પશુના ચામડામાંથી બનેલા જોડા કહે છે તેમાં આવુ કોણ બોલી શકે? અમોને તો સારુ ને સુંવાળુ જોઇએ, પછી તે ગમે તે હોય એમા અમારે શુ? કઇ વૃત્તિઓ તમને આવુ બોલાવે છે? જરા વિચારજો

જીવતા જાનવરનુ ચામડુ ઉતારવું એ કેટલુ ભયકર છે? એક ઠેકાણે જરા ચામડી દાઝી કે છોલાણી હોય તો કેવી કાળી વેદના-બળતરા થાય છે તે ઉપરથી તેનો ખ્યાલ આવે વનસ્પતિની દયા પાળનાર વિલાસી બની પચેન્દ્રિય અને તે પણ લોકોપયોગી પ્રાણીની હિંસામા આડકતરી રીતે કેવો ભાગીદાર થાય છે? તેનુ આ માત્ર નિર્દેશ ચિત્ર છે તમારા બકલ અને પટ્ટા માટે કેટલી ઘાતો થાય છે? તમારા ચુડામા કેટલા સિંહલદ્વીપના હાથીઓ, અને તમારી કાગસી ને વાળ ઓળવાના દાંતીઆ ખાતર કેટલા ગેંડાઓ ખલાસ થાય છે? તમારા રંગબેરંગી પીંછાંઓ ખાતર કેટલા પક્ષીઓ પરલોક સિધાવ્યા તે જાણો છો? આ બધુ જૈન કરી શકે? તમારો વિલાસ, તમારી અજ્ઞાનતા, મૂર્ખતા અને તમારો શોખ તમને તે વિચારવાની તકજ નથી આપતા

જરા ઊંડા ઉતરો ભ્રષ્ટતાને માર્ગે કેટલા પગથીઆ ઉતર્યા છો? વિચારો, ફરીથી વિચારો કે આવું જૈન બોલી શકે? તમારે નાજ કહેવી પડશે તેથીજ કહુ છુ કે લીલોત્રીના ત્યાગ કરનારા અને ડુગળીથી ડરનારા જૈનો? અહીં તમારી લાગણીનુ તત્ત્વ કેમ બુઠ્ઠુ બની જાય છે?

જ્યારે આવી જાતના ચામડાની વસ્તુનો વપરાશ નહોતો કે અલ્પ હતો ત્યારે અકાળે જાનવરો બહુ અલ્પ મરતા જીવતા જાનવર કરતાય કેટલીકવાર ચામડુ, ચરબી અને લોહી વગેરેની કિંમત વધુ મળે છે માટે સખ્યાબધ પશુઓ કપાય છે

આ પરથી તમો સમજી શકશો કે કમાયો માલ પૂરો પાડનારા એજન્ટો ગણી શકાય અને તેવા પદાર્થોનો ઉપ-

યોગ કરે છે તે બધા અહિંસાના વધુ ઓછા જવાબદાર ગણાય આ જવાબદારીથી કોઈપણ તેવા પદાર્થ વાપરનાર છૂટી શકશે નહિ

## સ્વાસ્થ્ય અને સસ્કૃતિનુ ખૂન

હિંસાજન્ય પદાર્થના વપરાશથી માત્ર જૈન સસ્કૃતિનું જ નહિ બલ્કે માનવ સસ્કૃતિનું યે ખૂન થયુ છે, અને સાથે સાથે સ્વાસ્થ્ય પણ ગુમાવ્યુ છે તમારા ખાવા માટે આજે મીલનો દળાયેલો લોટ કે જે રાક્ષસી યત્રમા સેકડો નાના નાના જીવડા પડી ગયેલુ સડેલુ અનાજ પીસાઈ જાય છે તે લોટ હોય છે વેજીટેબલ તરીકે પ્રસિદ્ધ થયેલુ ચરબીનું ઘી અને કસાયખાને જવાને તૈયાર થયેલી ભેસનું દૂધ, અને અધુરામા પૂરુ તમારા ચાહ ને લટર પટર જેવા તમારા બીજા અનેક વ્યસનો તો સાથેને સાથેજ પરિણામે તમારા મોઢાપરના નૂર, લાલિમા અને હીર સૂકાયા છે શરીર હાડકાનુ પુતળુ રહ્યું છે છતાય તમારા વિકાર અને વિલાસની વાતજ શી કરવી ? તેના ઉપાયો માટે ડોકટરો તૈયાર છે તે કહેશે કે કોડલીવર ઓઇલ એટલે કે કોડ નામની માછલીના કલેજાનુ તેલ લાવો, એ બહુ ટોનીક છે આ સિવાય હેમોગ્લોબીન–જીવતા બળદનુ જીવતું લોહી, બકરાનુ લીવર, વાદરાની ગ્લેન્ડ બતાવે છે તેઓ બાહોશેને એવો થોડો જ ખ્યાલ હોય છે કે વનસ્પત્યાહારીને આ દવા ન શોભે! અને ડોકટરી દૃષ્ટિએ પણ અનુકૂળ ન થાય વસતમાલતી, અભ્રકભસ્મ અને એવી બીજી દવાઓ કયા ઓછી છે ! પર[illegible] બિચારાનો શો દોષ ! તે તો વિદેશી એજન્ટોજ

માત્ર બની ગયા હોય, તેવી તેની પરિસ્થિતિ છે કરોડો રૂપીઆનો બોજો અને ધર્મભ્રષ્ટતા એ બે તત્વો આથી સાપડ્યા તેનું તો ભાનજ ક્યા છે? ડાક્ટરોને શુ કહીએ? કોઇનુ ક્યા તે તરફ લક્ષ્ય છે? તદુરસ્તી ગુમાવવાના શક્ય એવા બધા સાધનો તમારી પાસે તૈયાર છે આ રીતે ભૂલ તમે કરો અને તેનુ પરિણામ ભોગવવું બીજા નિરપરાધી પ્રાણીઓને આ તે ક્યાનો ન્યાય? તમારી દવા માટે કેટલા પ્રાણી હોમાયા, તે તમે વિચાર્યું છે? વ્હેમી અને બાળ અજ્ઞાની જીવો દેવીને કુકડા બકરા ચઢાવે, તમે આ રીતે જાણ્યે અજાણ્યે હિંસાના ભાગીદાર બનો તમારામા અને તેમનામા અતર કેટલુ છે? તે જરા ફુરસદે તપાસજો

તમારા નિમિત્તે હજારો જીવો મરે એ તમોને બેહુદ નથી લાગતું? આ હિંસાને ને શ્રાવકના વ્રતોને કાઈ સબધ છે કે કેમ? એ એકાતમા વિચારજો, અને આ પરથી જો હુ કઈપણ તમોને જૈનત્વનો વાસ્તવિક વિકાસમાર્ગ સમજાવી શક્યો હોઉ તો હવેથી તમારા પ્રત્યેક કાર્યમા અને વપરાશની ચીજો વાપરવામા તે પ્રાણીજન્ય તો નથી ને! તેનો ઉપયોગ રાખજો

અને તમો જાતે કાર્ય કરો તેમા પાપ છે અને ઈતર લોકો પ્રાણીજન્ય પદાર્થો બનાવે તે વાપરવામા પાપ નથી, એવી ખોટી માન્યતાને કાઢી નાખજો ખેડુતોને કૃષિનુ કાર્ય કરતા નાના મોટા જીવડાનો અજાણતા ભોગ લેવો પડે છે, તેથી પાપ લાગે છે ગાયોના પાલનમા પણ પાપ રહેલુ છે કોઈ વેપારમા પણ પાપ લાગે છે, માટે આપણે તો

નોકરી કરીએ કે સટ્ટો કરીએ તેમા પાપ નથી, એ માન્યતાને પણ દૂર કરજો ઉપરના ધધામા પાપ છે છતાય તે પાપ ધોઇ શકાય તેવું છે વસ્તુત વૃત્તિમા જ પાપની નિબિડતા છે તે તો નોકરી કરનારને અને તેથી શતગણી સટ્ટો કરનારને રહે છે, તે રહસ્ય પણ આજની અહિંસાની વ્યાપકતાપરથી સમજવાનુ છે

## સાગરા રૂપે થોડા બોલો કહી લઉ કે

આ સિવાય પણ નાની નાની બાબતોમા તમારી બેદરકારીથી કેટલી હિંસા થાય છે તે તમોને ટૂંકમા સમજાવી દઉ ઘણા ભાઈઓ અને બ્હેનો પોતાની આળસુ વૃત્તિથી ખાળ કે ચોકડીમા ભરાયેલુ પાણી તેમને તેમ રાખી મૂકે છે ઘી તેલ વગેરેના વાસણો ખૂલ્લા મૂકી દે છે આમા કેટલા નાના જતુઓનો કચ્ચરઘાણુ વળે છે અને પોતાનું આરોગ્ય બગડે છે તે સમજવું જોઈએ આમા ધનની કે શક્તિની જરૂર નથી, કેવળ વિવેકનીજ જરૂર છે

ઘણા લોકો પદાર્થોના વપરાશમા ઉપયોગિતાનુ લક્ષ્ય રાખતાજ નથી દાખલા તરીકે મુંબઈ જેવા મોટા શહેરમા પણ તમારે ઘેર નળનુ સાધન હોય છે ગામડામા પણ જે સાધન શકય નથી તે મીઠા પાણી દૂર દૂર રહેલા આવા શહેરોમા મળી શકે છે, પણ તે સગવડનો લાભ કઈ રીતે લેવો ? તેવી સામાન્ય વસ્તુનું પણ તમોને જ્ઞાન કયા છે ? એક નળ નીચે બેઠા એટલે ગમે તેટલુ પાણી નકામુ વહી જતું હોય તેની દરકાર કોણુ રાખે છે ? આમા નથી જળવાતો સ્વચ્છતાનો [ ... ] ને

વ્યવસ્થાનો નિયમ તેમા માત્ર જીવનની એ અનુપમ જરૂરિયાતની કુદરતી ચીજનો દુર્વ્યય છે આવી નાની નાની બાબતો તમારા જીવનમાથી વીણવા બેસીએ તો ગણતા પાર ન આવે એવી હિંસાઓ તમારી અવિવેકિતા અને વિલાસવૃત્તિથી પ્રતિક્ષણે થઈ રહી છે તેના પર મીટ માડવાનો આજથી જ નિયમ કરો

સાચી અહિંસાનો આરાધક પણ પોતાનો વ્યવહાર તો બધોય કરે છતા ક્રિયા પાછળની વૃત્તિમા ખૂબ ફેર હોય હિંસક હિંસાજ કરે, અને અહિંસક હિંસા નજ કરે, તે કઈ અહિંસક અને હિંસકને ઓળખવાનુ એકજ ચિન્હ નથી સેંકડો ભૂપતિઓ જૈનો હતા એ વાત જૈન આગમો અને ઇતિહાસો બન્ને કહે છે શુ તેઓ ન્યાય કે કર્તવ્ય ખાતર અપરાધીની હિંસા નહિ કરતા હોય? જરૂર પણ ફેર માત્ર એટલો કે કર્તવ્ય ખાતર, નહિ કે હિંસા ખાતર

સાચો વીરજ અહિંસક બની શકે ને અહિંસાને પચાવી શકે નિર્બળ માણસ પ્રત્યક્ષ હિંસા ભલે ન કરતો હોય તો પણ તેની વૃત્તિનુ માલિન્ય એટલુ બધુ કાળુ અને કારમુ હોય કે તેને જૈનદર્શનથી માપીએ તો તે અહિંસા નજ ગણાય

વીરપુરૂષજ સહિષ્ણુતા જાળવી શકે છે એટલે કહે- વડાવાતા જૈને વૃત્તિમા આખા વિશ્વ સાથે મિત્રભાવ કેળવવા સારુ "मित्तीमे सव्वभूएसु" એ સૂત્ર કહેવામા

નહિ પણ વર્તનમાં અનુભવવાનુ રહ્યુ ! જ્યારે આવી ભગવાન મહાવીરની ઉદાર અહિંસાની સમીક્ષા થશે ત્યારે માનવ જાતિ પ્રથમ તો માનવજાતિ પ્રત્યે પ્રેમના વ્હેન વહાવશે, અને માનવ માનવને ઉપયોગી થઈ પડશે ત્યારે માનવજાત રોટલાના ટુકડા માટે ટળવળશે નહિ, ઉપયોગી જાનવરો, શોખ, વિલાસ અને રસાસ્વાદ માટે કપાશે નહિ, તેમજ માનવ જાતની સંસ્કૃતિ ઉજળશે અને જગતની શાન્તિમા ઉમેરો થશે

ઇતિશમ્

# જન્માષ્ટમીનુ રહસ્ય

— ૦ —

[ ૭ ]

## શ્રીકૃષ્ણચંદ્રે માનવજાતિના વિકાસ માટે વેશ્યોને બોધેલો કૃષિ અને ગોપાલન એ સનાતન ધર્મ

આત્મબધુઓ અને માતાઓ!

આજનો દિવસ જન્માષ્ટમીનો જોકે જન્માષ્ટમીનો દિન સમસ્ત ભારતને માટે અદ્વિતીય દિન છે છતાંજોકે જન્માષ્ટમીનો દિવસ એ ભગવાન કૃષ્ણચંદ્રનો જન્મદિન છે, આ વાત તો સહુ કોઇ જાણે છે પરંતુ જન્માષ્ટમીને જયતી માની શા માટે ઉજવીએ છીએ તેનુ રહસ્ય તો કોઈ વિરલજ જાણતો હશે આજે હુ તમોને તેજ દૃષ્ટિબિંદુથી જયતીનુ રહસ્ય સમજાવવા માગુ છુ

### જયતી શા માટે ઉજવવી ?

પ્રથમ તો જયતી શા માટે ઉજવવી ? અને કોની ઉજવવી ? એજ પ્રશ્ન છે જે જયનુ જીવન જીવી ગયા તેનીજ જયતી ઉજવાય અને આપણે જયના જીવન માટે ઝખીએ છીએ તે જાતનુ જેણે જીવન જીવી જાણ્યું હોય તેની જયતી ઉજવાય ભગવાન કૃષ્ણ, સુજ્ઞ યોગી હતા, ભગવાન મહા-

વીર અધ્યાત્મયોગી હતા અને ભગવાન બુદ્ધ નિર્વાણ રહસ્યને પામ્યા હતા આ રીતે એ મહાપુરુષો જયનુ જીવન જીવ્યા હતા અને સમસ્ત વિશ્વને જયનો સદેશ આપ્યો હતો માટેજ આપણે તેની જયતીને ઉજવીએ છીએ અને તેજ દૃષ્ટિએ જયતી ઉજવવી જોઇએ

## આપણે આજે શી રીતે ઉજવીએ છીએ ?

આજે તો આપણે તેની જયતી નથી ઉજવતા, પરતુ બાળલીલા કરીએ છીએ અને આપણી એ બાળલીલામા તે ભગવાનોને પણ આપણા જેવા કલ્પી તદનુસાર અતિ તુચ્છ રીતે ઉત્સવ ઉજવી, જયતીની ઇતિસમાપ્તિ માની બેસીએ છીએ

જુઓ એ બાલક્રીડાનું એક પ્રદર્શન બતાવુ જૈન ... તે ભગવાન મહાવીરના જન્મદિને તેને જન્માવશે ... કરશે તે કૃષ્ણાષ્ટમીને દિવસે કોળામા ડગળી પાડી ... ભગવાનની મૂર્તિ પધરાવી, ડગળી ખોલી જાણે ગર્ભ ... હમણા કેમ ન જનમ્યા હોય ! તેમ જન્મ કરાવશે ... ની મા બનશે તો કોઈ વળી પિતાજી બનશે અને ... પ્રશ્ન કરે કે ભગવાનનો વળી જન્મ હોઈ શકે ? ... રેણા ઉદ્ધુ જન્મ, જરા, મૃત્યુના દુખથી મુકાવે ... ીક્ષા ભગવાનોના પણ ... પિતાને બાળક બના- ... બાળક

બનાવીએ?) તેમજ તે ઉત્સવ કરી જયતીની પૂર્ણતા કલ્પી લઈએ એ આપણી મૂર્ખતા જ છે અને તે બાળક્રીડા જ ગણાય જો કે જેઓ આમ કરે છે તેઓ ભક્તિભાવેજ કરે છે તેમા શકા નથી પણ તે ભક્તિ અજ્ઞાનને લઈને ઉલટી દિશામા દોરાઇ જાય છે, તેજ હુ સમજાવવા માગુ છુ ખરેખર અહી એક તત્વજ્ઞ પુરુષ કહે છે કે

मोहान्धकारे भ्रमतीह तावत् ससारदु खैश्च कदर्थ्यमान
यावद्विवेकार्कमहोदयेन यथास्थित पश्यति नात्मरूपम

"જ્યા સુધી વિવેકરૂપી સૂર્યનો ઉદય થતો નથી ત્યા સુધી આ સસારના જીવો મોહાધકારમા ગતાનુગતિક ભમ્યા કરે છે અને બીજાઓનુ અધ અનુકરણ કર્યા કરે છે મોહ એક મહા નિસો છે, એ નિસામા ચકચૂર બનેલા બિચારા ખરુ સ્વરૂપ કદી જાણી શકેજ નહિ આજ સ્થિતિ લગભગ આજના જયતી ઉજવનારાઓમા મોટે ભાગે પ્રવર્તી રહી છે

## જયતી શી રીતે ઉજવાય?

વસ્તુત વ્યક્તિની જયતી વ્યક્તિને લીધે ઉજવતા નથી, પણ વ્યક્તિના અનત ઉપકારો અને સદ્ગુણોને અનુલક્ષીને આપણે જયતી ઉજવવી જોઇએ તેટલોજ ખ્યાલ રહે તો આપણને ગમે તેવુ આપણે ન કરી શકીએ પણ તે પ્રભુને ગમે તેવુ વર્તન કરીએ આજે ગોકુળઅષ્ટમી હોવાથી ભગવાન કૃષ્ણને શું ગમતુ હતું તેજ વિચારવુ ઘટે જુઓ તે ભગવાન હતા ત્યારે ભારતની કેવી પરિસ્થિતિ હતી તે નીચેના શ્લોકથી સમજાશે -

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे

હે ભારત ! જ્યારે જ્યારે આ જગતમા ધર્મ વિકૃત થાય છે અને અધર્મનુ જોર વ્યાપે છે ત્યારે તેવા સમયે અત્યાચારનું અનિષ્ટ તત્વ વધે છે, એ અનિષ્ટ તત્વ વધવાથી સત્યમા લાછન પેસે છે અને તે લાછનથી પ્રજા પીડાય છે માટે એ પીડા નાબુદ કરવા અને સત્યનુ રહસ્ય સમજાવવા માટે હુ યુગે યુગે જન્મ લઉં છુ

આ કઇ અવતારવાદનુ નિરૂપણુ નથી પરતુ ખરેખર જગતની એવી વિકૃત સ્થિતિમા ડાઈને કોઈ શક્તિશાળી વિભૂતિ જગતનાઉદ્ધાર અર્થે ઝળકીજ ઉઠે છે તે બતાવવાનુ રહસ્યછે તેજ રીતે આ ભારતના કોઇ દુ ખદ કાળે ભારતની પ્રજા વ્હેમ, રૂઢિ અને અજ્ઞાનતાથી પીડાતી હતી ત્યારે તેવા સયોગો વચ્ચે ભગવાન કૃષ્ણનુ આગમન થયુ હતું તે ભગવાને દુ ખીપ્રજાને દુ ખથી છોડાવવા માટે મુખ્ય ચાર ધર્મો બતાવ્યા હતા બ્રાહ્મણ ધર્મ, ક્ષત્રિય ધર્મ, વૈશ્ય ધર્મ અને શૂદ્ર ધર્મ, આ ચાર જાતિની ઓળખ જન્મથી કે ગુણુથી ?

તેના ઉત્તરમા શ્રીમદ્ ગીતાજીજ ભાખે છે કે–

शमो दमस्तप शौच, क्षान्तिरार्जवमेव च
ज्ञानविज्ञानमास्तिक्य, ब्रह्मकर्म स्वभावजम्

સહજ શાન્તિમય જીવન, આત્મદમન, તપશ્ચરણ, પાવન અત કરણ, તેજસ્વીક્ષમા, ઉદારમૃદુતા, જ્ઞાન

વિજ્ઞાનતા અને શ્રદ્ધા એ બ્રાહ્મણના સ્વાભાવિક ગુણો હોય. બ્રાહ્મણ જન્મથી નથી થતો, સત્કર્મથી થાય છે આજ જાતનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રાચીન એવા જૈન અને બૌદ્ધ બન્ને ધર્મમા છે મહાવીર કહે છે કે

कम्मुणा बमणो होइ कम्मुणा होइ खत्तियो ।
कम्मुणा वइसो होइ सुद्दो हवइ कम्मुणा ॥ १ ॥

કર્મ (કાર્ય) થી જ બ્રાહ્મણ, કર્મથી જ ક્ષત્રિય, કર્મથી જ વૈશ્ય અને કર્મથી જ શૂદ્ર કહેવાય છે

ક્ષત્રિય કોણ?

शौर्यं तेजो धृतिर्दाक्ष्य युध्धेचाप्यपलायनम्
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

શૂરવીરતા, તેજસ્વિતા, ધૈર્ય, દક્ષતા, સગ્રામમા અભીરુતા, ઉદારતા અને ઐશ્વર્ય એ ક્ષત્રિયના સ્વાભાવિક ગુણો છે ક્ષત્રિય વ્યાપારમા કુશળ ન હોય તેની ફીકર નહિ કારણ કે તે કઈ તેનો ધર્મ નથી, પણ ગામમા ડાકુઓ આવ્યા હોય ત્યારે તો તે ક્ષણ પણ ન થોભે તે કાર્યમા, તે કળામા તો તે કુશળજ હોય કારણકે ક્ષાત્ર ધર્મ એજ તેનો ધર્મ પ્રજાને વિપત્તિમાથી ઉગારવી તેજ તેનું કર્તવ્ય તે ખાતર તે મરી ફીટે પણ પોતાનો ધર્મ તો નજ ચૂકે, યુદ્ધમા જઇ પાછો ફરે તો તેની જનેતા લાજે તેની માતાના દૂધમા શૌર્યના સસ્કારો ઠાસી ઠાસીને ભર્યા હોય ક્ષત્રિયને ધનનો લોભ ન હોય, તેને તો પ્રજાના ચાહનો લોભ હોય તેથી તે જ તિજોરીમા નાણા ન ભરી રાખે પણ પ્રજાની જીવતી મૂર્તિ મત તિજોરીમા નાણા ભરે તેનુ તેજ, તેનો પ્રભાવ અને તે ઐશ્વર્ય એટલુ તો ઉગ્ર હોય કે ગુનેગારોનો ગુનો ત્યા ત્રા તો ફરે ભલભલા તેના તેજમા અંજાઈ જાય

તમારે માટે પણ બીજો કયો ધર્મ હોઇ શકે ? વૈશ્યોનું તો તે અનિવાર્ય જીવન કર્મ છે

વસ્તુત કૃષિ કાર્ય કરવું એ અધર્મ નથી, વાણિજ્ય કર્મ કરવું એ અધમ નથી પણ તે ધધામા વિવેકને ભૂલી જવો, કર્તવ્યને નેવે મૂકવું તે અધમ છે વ્યાપારી એક માલ બતાવે અને આપે બીજો, દેખાડે વધુ અને આપે ઓછુ આનુ નામજ અધર્મ—અર્થાત્ કર્તવ્યની ત્રુટિ એજ અધર્મ વૈશ્ય ધર્મ જે વૈશ્ય ભૂલે તેજ અધર્મ તે પોતાનું કર્તવ્ય ચૂકયો એટલે આત્માને ભૂલ્યો અને સાથે સાથે પરમાત્માને પણ ભૂલ્યો સમજવો, કારણ કે જે જગ્યાએ ખેતી નથી ત્યા શું થાય છે તે તમે જાણો છો ? ત્યા માસ ખવાય છે, જાનવરો અને મનુષ્યો જેવા ઉપયોગી જીવોનો વધ થાય છે

હિંદ આર્ય ગણાય છે શાથી ? ખેતીથી જ આર્યદેશ એ કૃષિપ્રધાન દેશ છે ત્યા આયનો ધર્મ એટલે કૃષિ, વાણિજ્ય અને ગો સેવા હોય આખા જગતના નેત્રો આર્યદેશને જોઈ થનથનાટ કરે છે, નાચે છે, આહ્લાદઘેલા બને છે આર્યભૂમિ નિધાન સમી છે એમ કહે છે શાથી ? એ પ્રશ્ન પૂછો તો જવાબ મળીજ રહેશે કે આર્યદેશ સૌનું જીવનધન છે કારણ કે આર્ય દેશની જાહોજલાલી ખેતી, ગોસેવા અને ન્યાયયુક્ત વાણિજ્યમા રહેલી છે અને તેથીજ વૈશ્યોનો એ ધર્મ ગીતામા ગણાવ્યો છે ભારતનો વૈશ્ય જગતનો પિતા ગણાયો તે પણ આને જ લીધે

1 આજે તો વર્ણાશ્રમના ધર્મજ ભૂલાઈ ગયા છે

વૈશ્ય એટલે વાણીઓ એમ સમજાયુ છે ત્યારે જ આ ગોટાળો ઉભો થયો છે

## કૃષિ, વાણિજ્ય અને ગોસેવા એ ત્રણ વૈશ્યના જ અજોડ અને મુખ્ય ધર્મો શા માટે ?

ગોપાલન પર માનવોનુ જીવન છે તેથીજ ગોસેવા એ ધર્મ છે કૃષ્ણને ગોપાલન આર્થીજ પ્રિય હતુ ગોપાલનમા પોતાનું અને સમાજનુ બન્નેનુ રક્ષણ છે આથીજ શ્રીકૃષ્ણે ગોસેવાને સ્વધર્મ ગણ્યો અને સમજાવ્યો ગીતાજી તો ત્યા સુધી કહે છે કે

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात् स्वनुष्ठितात्
स्वधर्मे निधन श्रय परधर्मो भयावह

પોતાનો ધર્મ સામાન્ય ગુણવાળો દેખાતો હોય છતા સ્વધર્મમા મરવુ સારુ પરતુ પરધર્મને સ્પર્શ ન કરવો પરધર્મ એ અતિ ભયાનક વસ્તુ છે આ કથનનુ એજ રહસ્ય છે કે મનુષ્ય જે સ્થાન પર હોય તેને યોગ્ય કાય તેણે સૌથી પ્રથમ કરવુ જોઇએ એક ગૃહસ્થ પોતાના ગૃહસ્થધર્મને પાળી શકતો ન હોય અને ત્યાગ ધર્મ શ્રેષ્ઠ છે એમ ધારી તેને પાળવા માડે તો તે બન્ને માર્ગ ચૂકે વૈશ્યોએ ગો સેવાના ધર્મનું આ પ્રમાણે રહસ્ય સમજવુ જોઇએ કે

મારો એ ધર્મ ને મારુ એ ધન
જેના દૂધ ઘૃતથી આ કાયા પોષાણી
જેથી ગૌરવવતુ મારુ વતન મારો એ ધર્મ
જેના માખણ દૂધે શક્તિ ટકે છે
તેનું કરુ હુ જીવ સાથે જતન મારો એ ધર્મ

જેનુ વર્તન કોઈને દુ ખરૂપ ન હોય પરતુ ઉપકારક જ હોય, જે કોઈને ભય કે ત્રાસ ન આપે અને પોતે પણ નિભય રહે તેમજ હર્ષ, શોક ભય અને ઉદ્વેગથી મુક્ત હોય એજ સાચો ભક્ત છે તેજ મને પ્રિય છે

## આજની કરુણ દશા

આજે છડેચોક ગોધન પ્રતિદિન લાખોની સખ્યામા નષ્ટ થઈ રહ્યુ છે જે પર ભારત તનુજોના ચૈતન્ય શક્તિ અને પ્રાણ ટકી રહ્યા છે, તેની આ દશા ! સાચો આર્ય–સાચો કૃષ્ણભક્ત આ દૃશ્ય જોઈને ક્ષણભર પણ સ્થિર રહી શકે ખરો? છતા આજે તો પ્રતિદિન તે કરુણ દશા જોવા છતા, અને એ ધેનુ માતાના મરણના કરુણ ધ્વનિ નિત્ય સાભળવા છતા સૌએ મોજપૂર્વક જીવી રહ્યા છે આથી બીજી કઈ વધુ દુ ખદ દશા હોઈ શકે ? અનેક ઉપકારી એવી ગાય માતા પર આવો હળાહળ જુલ્મ થાય અને તે નિભાવી લેનાર ગોપાલનો ભક્ત ગણાય! શુ એ તમોને વાસ્તવિક લાગે છે?

## પ્રત્યુપકાર

એક વખતે એક કવિને એક બાદશાહે પ્રશ્ન પૂછ્યો કે નાળીયેર પોતાના પેટમા પાણી રાખે છે તેનુ શું કારણ હશે? કવિએ કહ્યુ

> प्रथम वयसि पीत, तोयमल्प स्मरन्त
> शिरसि निहितभारा नालिकेरा नराणाम् ।
> उदकममृतकल्प दद्युराजीवितान्तम्
> नहि कृतमुपकार, साधवो विस्मरन्ति ॥

જ્યારે નાળીયેરી નાની હતી ત્યારે તે વૃક્ષના માલિકે તેને પાણી પાયુ હતું પાણી પીને ઉછેરી મોટુ કર્યું એ ઉપકાર યાદ કરી પાણીના બદલામા હમેશા અમૃત જેવુ ઉછેરનારને પાણી પાવુ એ વિચારથી નાળીયેરનુ વૃક્ષ પોતાના જીવન સુધી અમૃત જેવું મિષ્ટ અને નિર્દોષ પાણી નઘરી રાખી ઉપકાર કરે છે એક નાળીયેર જેવી સામાન્ય વસ્તુ પોતાના ઉપકારક પ્રત્યે આટલી વફાદાર છે ત્યારે માનવ કેટલો ઉપકારક હોઇ શકે? તે ની તુલના કરવાની બુદ્ધિ કેળવો આજનો દિવસ એ વાત સભારવા માટે છે

## ગાય માતાના ઉપકારો

ધેનુના ઉપકારો ન વર્ણવી શકાય તેટલા અનેક છે તેના શરીરના પ્રત્યેક ભાગમા ભારતના આર્યોની મઝ્ઝ-વની ભરી છે આજે કૃતઘ્ની લોકો જેના દૂધ, દહીં, માખણ, મલાઈ, ઘી, છાશ ખાધા છે તેને કસાયવાડે હડસેલી મૂકતા જરા પણ અચકાતા નથી અને કેટલાક એવા પણ મૂર્ખાઓ છે કે જેઓ આવા ઘાતકી કાર્યો સામે આખમિચામણા કરી પામર જીવન જીવી રહ્યા છે 'કરશે તે ભરશે આપણે શું કરીએ? કર્મના પરિણામ આવા જ હોય છે,' એવા એવા વાક્યો બોલી દયા ખાનારા બિચારા મૂઢ પુરૂષો શું આર્ય-ત્વ ટકાવી શકશે?

## ઉદ્‌બોધન!

વ્હાલાઓ! આર્યદેશ એ તો જગતનુ ધ્યેયબિંદુ છે જગતનું સાન્તિય ન જે આર્યદેશની સલામતી પર નિર્ભર છે તે આર્ય દેશમા પણ આર્યત્વ તો અમુક વિભાગમા જ છે જે વર્ગ

જૈન અને વૈષ્ણવ સસ્કૃતિથી અલકૃત છે તેટલોજ વર્ગ તદ્દન વનસ્પત્યાહારી છે બાકીના સૌ લગભગ રૂઢિ કે રસસ્વાદને વશ થઇ માંસાહાર કરી રહ્યા છે અને જાણ્યે અજાણ્યે ઉપયોગી પ્રાણીઓની હિંસા તેઓ દ્વારા થઈ રહી છે તેથી તેઓની અજ્ઞાન દશા દૂર કરવાના કાર્યની જવાબદારી પણ ઉપરના વર્ગ પરજ ઢળે છે

તમારો સમાવેશ ઉપલા વર્ગમા થાય છે માટે જ તમને પુન પુન યાદી આપવી પડે છે કે જ્યા સુધી ગાય માતાઓની કત્લ આપણાજ પાદરમા થતી હોય ત્યા સુધી ગાયોના પાલક એ ગોપાલની જયતી અર્થ પૂર્ણ ઉજવવી ઘટે ખરેખર આજે કૃષ્ણની ફિલ્મ તો ન જોવી ઘટે પણ કત્લખાનાના દ્રશ્યો જોવા ઘટે કે જ્યા એ પવિત્ર, નિર્દોષ અને અતિ ઉપયોગી પશુઓના રક્તપ્રવાહો રેલાઈ રહ્યા છે, એ શોણિતનીનદીઓ, હાડકાના ગજ અને માંસના ઢગલા એ બધુ જોયા પછી તમારી આખો ખુલે અને અનુકપાના, દયાના અને અહિંસાના વાસ્તવિક સ્વરૂપને સમજવાની તમોને તક મળે એમ ઈચ્છુ છુ આ બધુ હુ એમને કહી રહ્યો છુ કે જેનામા ધાર્મિકતા છે, ભક્તિ છે, પ્રાણીપ્રેમ છે, છતા આજે જેમનુ સુકાન ઉલટા માર્ગપર દોરાઇ રહ્યુ છે ભાઇઓ ! ભક્તિનું રહસ્ય સમજો–જયતીના ઉદ્દેશને સમજો

**અભયદાનનુ ફળ**

આ વાત તો હુ તમારા ઉપકારકના ઉપકારને સભારી તેનો બદલો વાળવાની જ કહુ છુ શ્રી ગોપાલ તો ત્યાસુધી કહે છે કે જીવમાત્ર સાથે મિત્રતા રાખો, અને તે ભગવાનની

અહિંસાની વ્યાખ્યા તો ત્યાંસુધી ઊંડી અને દૂરદર્શી પહોંચે છે કે શત્રુ પ્રત્યે પણ મિત્રભાવથી અને સેવાભાવથી વર્તવું ઘટે જે હિંસા કરતો નથી અને જોઈ પણ શકતો નથી, તે અહિંસક છે કારણ કે વસ્તુત પ્રેમ એ એવી પવિત્ર વસ્તુ છે કે દ્વેષ, વૈર, અને ઝેર એ બધું તે અમૃતમા સ્વચ્છ અને નિર્વિકાર બની રહે છે

**એક દૃષ્ટાંત**

એકદા દ્વારિકા નગરીના એક મહોલ્લામા વિષધર ભારી સર્પ નીકળેલો તે જોતા વારજ ત્યાના લોકો એકઠા થઈ ગયા અને દૂર રહીને પત્થર વગેરે ફેંકી મારવા લાગ્યા

સર્પ ત્રાસથી પીડાઈ રહ્યો હતો તેવામા એક વિશ્વબંધુત્વની ભાવનાથી રંગાયેલો વીર આવી પહોચ્યો. તેણે તેમને મારતા લોકોને અટકાવવા માંડ્યા ત્યારે તેમાનો એક જણ તુરત જ બોલી ઉઠ્યો કે ભાઈ! બાગ ફગ [illegible] ના દિકરા હો તો આને તમારે ઘેર જ લઈ જાઓ અને સેવા કરો લોકોએ તો ગુસ્સામા જ કહ્યું, પણ તે [illegible] માણસે તો તુરતજ પોતાનો ખોળો પાથરી સર્પને લઈ લીધો સાચા અહિંસક કે દયાપ્રેમી વીરને માટે આ કંઈ અસંભવિત વસ્તુ નથી હમણા જ [illegible] ને નિર્ભયતાપૂર્વક [illegible] વિદ્યાલયાનો [illegible] "હરિજનબંધુ" મા આ [illegible]

સર્પ જેવા પ્રાણીને પણ [illegible] જેમા વિષ હોય છે [illegible]

શક કે તેપ્રાણી તેને જરાય કરડયું નહિ અને તે વીર એ
સર્પને ગામ બહાર લઈ જઈને વગડામા મૂકી આવ્યો
જ્યારે તે ગામમા પાછો ફર્યો ત્યારે પ્રથમથી એ દૃશ્ય
જોનાર કોઈ એક ધનાઢયે કહ્યુ કે "ભાઈ! આ જીવ
બચાવવાનુ પુણ્ય મને આપ અને બદલામા તુ માગે તેટલુ
તને ધન આપુ

પેલો માણસ તો પ્રમાણિક જ હતો, તેને વધારે ખપ
ન હતુ અને ઓછુ લેવુ નહોતુ તેણે કહ્યુ–આ સોદાને
તો આપણે ન કાઢી શકીએ એ તો કોઈ બન્ને વસ્તુ
પામેલો પુરુષ હોય તેજ કરી શકે તેમ વિચારીને
યુધિષ્ઠિર પાસે ગયા, અને ન્યાય તોળવાની અરજ કરી
શ્રી યુધિષ્ઠિરે પણ એ ન્યાય તોળવામા અસમર્થતા બતાવ
અને તેઓ બન્ને ખુદ ભગવાન કૃષ્ણ પાસે ગયા શ્રી
કૃષ્ણચદ્રે કહ્યુ કે ધન અને ધર્મ બન્ને વસ્તુ જ ભિન્ન
ધર્મ એ અતરની વસ્તુ છે અને ધન બહારની વસ્તુ
અતરની અને બહારની વસ્તુની તુલના ન જ હોઈ શકે
તે છતા ધનાઢયે કિંમત આકવાની માગણી કરી ત્યા
તેના જવાબમા શ્રી કૃષ્ણ ભગવાને કહ્યુ–

यो दद्यात् काञ्चना मेरु कृत्स्ना चैव वसुधरा ।
एकस्य जीवित दद्यात् न च तुल्य युधिष्ठिर ! ॥

હે યુધિષ્ઠિર! કદાચ કોઈ સુવર્ણનો મેરુ આપી
કિંવા આખી પૃથ્વીનુ દાન કરે તોપણ એક જીવના જીવિત
દાનની તુલનામા તે દાન કદી આવી શકે નહિ આ કથ

સાભળી પેલો લક્ષ્મીવાન તો ઠંડો જ થઈ ગયો બધુઓ ! ઝેરી જંતુને જીવનદાન આપવાથી જ્યારે આટલુ ફળ પ્રાપ્ત થાય તો પછી હજારો મનુષ્યોને જીવાડનાર એ ઉપયોગી જાનવરના જીવનદાનનુ કેટલુ મોટુ ફળ મળે ? તે તમો પોતે જ વિચારો

## બન્ને સાધના

દુધાળા પશુઓને જીવનદાન આપવાથી, ગોપાલન કરવાથી અને ગાયોને આશ્રય આપવાથી એક તો આપણે ગોપાલના સુપુત્ર બનીએ અને ધનનો પણ સદુપયોગ થાય ધન ઠેકાણે પડે અને ગાયોની સેવા થાય કેવી સ્પષ્ટ અને સરસ વસ્તુ છે ? કેટલાક શ્રીમતોને પોતાના રૂપીઆ લેખે લગાડવા માટે ટ્રસ્ટીઓ નીમવા પડે છે, ચેરીટેબલ ટ્રસ્ટ કરવા પડે છે, વીલ કરી જવા પડે છે તેને બદલે આ રીતે પોતાનાજ સ્વહસ્તે અકાળે મરણને શરણ થતા હજારો–લાખો જાનવરોને બચાવી શકાશે આ રીતે જાનવરો બચશે અને પોતાની મૂડી દ્વારા મહત્ પુણ્ય ઉપાર્જન કરી શકાશે

જૈનો કે વૈષ્ણવો તીર્થયાત્રા માટે સઘ કાઢે તે કરતા આજે કતલ થતા લાખો દુધાળા જાનવરોને કાળના સપાટાથી બચાવી તે જાનવરોનો સઘ કાઢે તો ભગવાન ઋષભદેવ અને શ્રી કૃષ્ણચદ્ર બન્નેની પ્રસન્ન ભક્તિ થાય ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે—

एयं खु नाणिणो सारं जं न हिंसइ किंचण

જ્ઞાની પુરુષોના ઉપદેશનું માખણ જ એ છે કે સાચી દયાના આરાધક બનવું જેના હૃદયમા વીરતા ભરી દયા નથી તે ભક્ત તો શું પણ માણસ જ શાનો ? પ્રાણી-માત્રની સેવા તેજ પ્રભુભક્તિ

પરકાજ કષ્ટ ઉઠાવતા, સત્યો ખરા સમજાવતા,
સેવા સમાજ બજાવતા, મૃત્યુ થયું તો શું થયું ?

## સેવા એ ભક્તિ શા માટે ?

ભગવાન મહાવીરે કહ્યું છે કે સર્વ જીવોને જીવન પ્રિય છે, સુખ પ્રિય છે માટે તમોને સુખ જોઈએ તો બીજાને બચાવો, બીજાની રક્ષા કરો પ્રાણના ભોગે જે બીજાનું રક્ષણ કરે છે તેજ સાચો ભક્ત છે

તમે બહુ બહુ ગાય માતાના ગીત ગાઓ કે ભજન કરો તેમા કાંઈ તેની સેવા નથી સેવા તો તેના રક્ષણમા છે [ અહિંસાનુ રહસ્ય નહિ સમજનારા મૂર્ખ માણસો પોતે કોઈનો વધ ન કરે એટલેથી જ પોતાની જાતને અહિંસક માની લે છે અને ભગવાનના ભજનો ગાઈને કે બાહ્ય પૂજા કરીને પોતાને કૃતકૃત્ય અને પૂર્ણ ભક્ત માની બેસે છે આ જાતની મૂર્ખતાએ વધુમા વધુ જો કયાય પણ નુકશાન કર્યું હોય તો તે ભારતમા જ એક તરફથી ભગવાનના ભક્ત ગણાવુ અને બીજી તરફ ભગ વાનના હણાતા બાળકો તરફ બેદરકાર રહેવું આ તે કઈ જાતની ભક્તિ ? જરા ઊંડાણથી વિચારજો ]

આ વાત તો તદ્દન સ્પષ્ટ છે છતા તમોને એક નાના દૃષ્ટાંતથી વિશેષ સમજાવું

એક મહારાજાએ એક ગુનેગારને કોઇ અપરાધને લીધે ફાસીની શિક્ષા ફરમાવેલી તે કાળમા ફાસીના શિક્ષાપાત્રને ફાસીએ ચડાવતા પહેલા લાલ ડપકા અને કરેણની માળા પહેરાવી આખા ગામમા ફેરવવામા આવતો

તે ગુનેગાર ગામમા ફરતો ફરતો રાજમહેલ પાસે આવ્યો ત્યા આવતા જ એક રાણીને માનવહૃદય સુલભ દયા આવી અને ત્યા તેણે તેને એક દિવસ માટે બચાવી લેવાની મહારાજા પાસે માગણી કરી મહારાજાએ રાણીનુ વચન સન્માન જાળવી તેમ કરવા કબુલ કર્યું તેણીએ તે ગુનેગારને પોતાના મહેલમા બોલાવીને નવડાવ્યો, ભિન્નભિન્ન પ્રકારની વાનીઓ નિપજાવી પ્રેમપૂર્વક જમાડ્યો અને અનેક વસ્ત્ર તથા આભૂષણોથી અલકૃત કર્યો

બીજે દિવસે બીજી રાણીએ પણ એક દિન બચાવવાનુ વચન માગ્યુ રીતિ તો આજ સ્વીકાગી ... ણુ ફેર એટલો જ કે તેણે કઇંક પહેલી રાણી કરતા વિ... સેવા કરી ત્યારબાદ ત્રીજી રાણી માટે પણ તેવુ જ ...

તે મહારાજાને ચાર પટરાણીઓ હતી ... ીના ત્રણ મહારાણીઓએ આ રીતે એક એક દિવસ ... ાતર ગુનેગારને બચાવી લીધો અને અધિકાધિક ... રી, છેલ્લો વારો ચોથી રાણીનો આવ્યો તેણે ... સેથી પ્રથમજ માગી લીધુ કે આપ વિચાર કરી ... ાની રજા આપજો મહારાજાએ કહ્યુ "ઘણી ખુશ ... વુ હોય તે માગો" તેણે કહ્યુ-મારી એ મા ... ને

અભય કરો—મૃત્યુદંડની શિક્ષા માફ કરો મહારાજાએ તેમ કર્યું અને તેને મુક્તિ આપી તે રાણીએ તેને જમાડયે નહિ અને ઘેર બોલાવ્યો ય નહિ, આથી ત્રણે મહારાણીઓ એકઠી થઈ તેની મશ્કરી કરવા લાગી કે વાહ રે વાહ! પટરાણી હોવા છતા તેણે તે બિચારાને જરાય મોજ ન કરાવી અને કઈ ખરચ્યુ નહિ આમા તેણે કર્યું છે શુ?

આ વાત સાભળી મહારાજાએ આ ચાર પટરાણીઓમા સૌથી વધુ સેવા કોણે બજાવી? તે જનતાને સમજાવવા ખાતર ખૂદ તે ગુનેગારને જ બોલાવી મગાવ્યો જ્યારે " આ ચારે મહારાણીઓમા વધુ સેવા કોણે બજાવી?" એમ પૂછવામા આવ્યુ ત્યારે તેણે ચોથીને જ પ્રાધાન્ય આપ્યુ આ જોઈ ત્રણે રાણીઓને બહુ આશ્ચર્ય થયું પરતુ ગુનેગારે પોતેજ આ વસ્તુને સ્પષ્ટ સમજાવી કે જ્યા સુધી મારે માથે મૃત્યુનો ભય હતો ત્યા સુધી ભોગ, વસ્ત્ર, આભૂષણ કે ભોજન જરા પણ સુખકર નહોતુ મારે મન તે વિલાસો નીરસ અને દુ ખરૂપજ હતા જ્યારે મૃત્યુનો ભય ગયો ત્યારે મને સુકો રોટલો પણ અમૃત રૂપ થયો

આ દૃષ્ટાત ઉપરથી તમારે ખુબ ખૂબ સમજવાનુ છે જ્યા સુધી આ ભારતમા પ્રાણીઘાતક અનેક કત્લખાનાઓ ચાલતા હોય ત્યા સુધી જાનવરોને નિર્ભયતા ક્યાથી હોય? અને સુખઈની તો વાત જ છોડી દો તે જાનવરોના ગવલી માલિકો જ્યા સુધી તે મીઠુ મીઠુ દૂધ આપે ત્યા સુધી

ખૂબ સરસ અને સુંદર ખવડાવે પણ જ્યારે દૂધ ઘટયુ ને વસુકી જાય ત્યારે તેને માથે મૃત્યુનો ભય તો ઉભો ને ઉભોજ છે પણ તેમા બિચારા ગવલીઓનોયે શો દોષ ? તેની ઘણીવાર એવી કપરી સ્થિતિ થાય છે કે તેમ કર્યા વિના બીજો ઉપાય રહેતો નથી ઘણા બિચારા સાંવ ગરીબ હોય છે અને તેથી જ્યા સુધી ફરી દૂધ ન આપે ત્યા સુધી તેને પાળી પોષી શકે તેવી તેમનામા શક્તિ હોતી નથી તેમાના ઘણાયે કરુણ અવાજોથી આજે કહે છે કે અમારા પ્રાણપ્રિય જાનવરોનો જો કોઈ દયાપ્રેમી હાથ ધરે તો અમો બહુ અલ્પ ધનમા આપી દઈએ

આ કરુણ અને દર્દી અવાજને કોઈ સાભળે છે કે ? શુ આ નાની સુની અને સરલ બાબતને હાથ ધરવી તે કાર્યને તમે અશક્ય માનો છો ? એક વ્યક્તિ કદાચ સીધી રીતે સવત્ર ન પહોચી વળે તો તમે એક ચોક્કસ વ્યવસ્થા નક્કી કરી અને તમારા આર્યત્વને અજવાળો

હવે ગોપાલનની સસ્થામા તમારુ ધન રોકો, અને ગોપાલની સાચી ભક્તિ બજાવો ટીલુ કરી લેવાથી, કુદકા મારવાથી કે ચુરમાના લાડૂ ખાવાથી જન્માષ્ટમી નહિ ઉજવાય ! ગોકુલઅષ્ટમી ઉજવવા માટે હવેતો તમારે ઘેર ઘેર ગોકુલ વસાવવા પડશે ઘેર ઘેર ગોકુલ હશે ત્યારેજ ગોકુળ અષ્ટમી સાચી રીતે ઉજવી ગણાશે અને ત્યારે જ શ્રી કૃષ્ણચદ્ર પ્રસન્ન થશે આજે જ્યારે કતલખાનામાથી કારમી ચીસો કાને અથડાય છે, લોહીની નીકો વહે છે ત્યારે ગોપાલ ભક્તોથી જન્માષ્ટમીના લાડૂ કેમ ઉડાવાય ?

આવી જન્માષ્ટમીની ઉજવણી એ આપણા ગોપાલને જરાયે નથી ગમતી દરેક ગોપાલભક્ત અને દયાપ્રેમી માટે આ વસ્તુ ક્ષણે ક્ષણે વિચારવા લાયક છે

## આખ ઉઘાડો

હું તો માનું છુ કે તમો આજે આનદાર્થે આ દશ્યો જુઓ તે કરતા તમારી સામે રાક્ષસ જેવા ચાલી રહેલા વાદરા અને કુર્લાના કસાઈખાના જુઓ એ વધુ યોગ્ય છે તે જોવાથી ગોપાલની આજ્ઞાનું તમને સાચુ સ્મરણ થશે

એ પુષ્ટ અને મદમાતી સખ્યાબધ ગાયો અને બેસો કેવી રીતે કપાય છે? કેમ મરે છે? કેવા તેના બેહાલ થાય છે? જેના દૂધ પર તમો નભ્યા, મોટા થયા તે તમારી ધાવમાતાના એ હાલ જોઈ તમારા કલેજા કપી ઉઠશે ખરો વૈષ્ણવ, ખરો જૈન, ખરો ઈસ્લામ ભક્ત કે ખરો ક્રિશ્ચિયન કોને કહેવાય છે તે તમો જાણો છો?

મહાભક્ત શ્રી નરસિંહ મહેતાના એક સર્વવ્યાપી ભજનનો ભાવ વિચારવાથી તમોને તે બરાબર સમજાઈ રહેશે જુઓ તેઓશ્રી શું કહે છે

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પર દુઃખે ઉપકાર કરે પણ, મન અભિમાન ન આણે રે
જૈની જન પણ તેને કહીએ, જે પીડ
, શૈવી જન પણ તેને કહીએ, જે પી,

ઈસ્લામી જન તેને કહીએ, જે પીડ
પારસી જન પણ તેને કહીએ, જે પીડ
હિંદુ જન તો તેને કહીએ, જે પીડ
ખ્રિસ્તી જન પણ તેને કહીએ, જે પીડ

પરપીડાને જે યથાર્થ જાણે, પારકાના દુખો દેખી જે દુખી થાય અને પોતાથી બનતું કરી છૂટે તેજ વૈષ્ણવ, તેજ જૈન, તેજ હિંદુ, તેજ સાચો ઈસ્લામી અને તેજ ખરો ક્રિશ્ચિયન આવા આવા બીજા પણ ઘણાયે ઉત્તમ ગુણો જીવન વ્યાપી બને ત્યારેજ ભક્ત બની શકાય પરંતુ સૌથી પહેલુ સ્થાન પરપીડાહરણ છે તે કોઈ ન ભૂલે પરપીડા હરણપછી જ બીજી વાત પર આગળ વધજો પહેલા પગથીઆ પર પગ ન મૂકતા પાચમે પગથીએ કુદકો મારવા જશો તો પછડાશો

પરપીડાહરણ કયારે થઇ શકે છે? અને કોણ કરી શકે છે? તે તમો જાણો છો? ભોગ આપ્યા વિના તે નથી જ બનતું કઈ પણ ભોગ આપ્યા વિના ભક્તિ પણ ક્યા સુલભ છે?

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનુ કામ જોને
પ્રથમ પહેલા મસ્તક મૂકી, વળતી લેવું નામ

શિર મૂકયા વિના ભક્તિ થઇજ ન શકે આટલી તૈયારી કેળવ્યા પછી જ ભક્ત બની શકાય માટે જે ભારતમા એ શ્રી કૃષ્ણચંદ્રે વૈશ્યનો ધર્મ અને પોતાની પ્રાણ પ્રિય વસ્તુ ગોસેવાના ડિંડિમ નાદો પોકાર્યા હતા, તેજ ભારતમા આજે ગોધન નષ્ટ થઇ રહ્યુ છે, અને પ્રજાના પ્રાણ પ્રેરનારી એ ચેતનાશક્તિ ક્ષીણ થતી જાય છે તેની જન્માષ્ટમીના દિવસે પુન પુન યાદ રાખો, એજ જયતી ઉજવવાનુ રહસ્ય છે એમ સમજો એટલુ સસ્મરણ કરાવી વિરમુ છુ

ૐ શાન્તિ

# હરેક ધર્મને માન્ય અને હરેક વ્યક્તિને ગ્રાહ્ય
## સાર્વજનિક સસ્તુ સાહિત્ય

આધ્યાત્મિક પ્રશ્નાવલી ત્રણ ખંડ સાથે આવૃત્તિ ત્રીજી
લેખક છોટાલાલ હરજીવન સુશીલ જેમા જીવન મરણ આત્મા,
પરમાત્મા અને જગત સંબંધી તાત્ત્વિક લેખોનો સુંદર સંગ્રહ છે
ક્રાઉન સાઈઝ પાકુ પૂંઠું સળંગ પૃ. ૩૦ ફરમાનું દળદાર પુસ્તક
હોવા છતા કિંમત માત્ર બાર જ આના

આધ્યાત્મિક ભજન પદ પુષ્પમાળા આવૃત્તિ ત્રીજી
જેમા અતિ પ્રસિદ્ધ મહાત્માઓ ભક્તો કવિઓ અને સાક્ષરોના
ચૂંટી કાઢેલા ૮૫૫ પદોનો સંગ્રહ છે લગભગ ૬૦૦ પાના સળંગ
પૂંઠું પાકું પૂંઠું છતા કિંમત દોઢ રૂપિયો

ભજનપદપુષ્પિકા આવૃત્તિ ત્રીજી કિંમત છ આના અર્ધી કિંમતે ત્રણ આના
જેમા મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામીના રચેલા પદોમાથી ચૂંટી
કાઢેલા ૩૦૦ પદોનો ઉત્તમ સંગ્રહ છે પૃષ્ઠ સંખ્યા ૨૫૬

સંસ્કૃત કાવ્યાનંદ : ભા ૧ લો આવૃત્તિ બીજી કિંમત બે આના
અતિપ્રસિદ્ધ ૩૭૦ શ્લોકોનો સંગ્રહ

સંસ્કૃત કાવ્યાનંદ ભા ૨-૩ જે આવૃત્તિ પહેલી કિંમત બાર આના
જેમા ચૂંટી કાઢેલા જ્ઞાન વૈરાગ્ય અને ઉપદેશના લગભગ ૧૦૩૭
શ્લોકો ગુજરાતી ભાષાન્તર સાથે આપેલા છે

આદર્શ સ્ત્રીરત્નો આવૃત્તિ ત્રીજી કિંમત ચાર આના
જેમા આદર્શ પુત્રી આદર્શ સ્ત્રી, આદર્શ માતાની અસરકારક ત્રણ
કથાઓ છે

નમીરાજ આવૃત્તિ બીજી કિંમત ચાર આના
આદર્શ ત્યાગ અને આદર્શ ગૃહસ્થના ધર્મને સમજાવતી વા મો
શાહ ની કલમથી લખાયેલી રસમયી નવલકથા

સચિત્ર આવૃત્તિ બીજી કિંમત દો આનો, સુશીલકૃત
સ્ત્રીઓના સાચા સલાહકાર તરીકે સુંદર ઉદ્બોધન.

દરેક પુસ્તકનું ટપાલખર્ચ અલગ સમજવું

[illegible] મળવાનું ઠેકાણું —
કાર્યવાહક • શ્રી અજરામર જૈન વિદ્યાશાળા
લીંબડી, કાઠિયાવાડ